# અનુક્રમણિકા



# ભૂમિકા

ભાષાશિક્ષણ પર લખાયેલું આ પુસ્તક શિક્ષકબંધુઓને મદદગાર થવાનો એક નાનકડો પ્રયાસ છે. શિક્ષકબંધુઓ આ પુસ્તક વાંચી એવો અર્થ ન તારવે કે તેમાં જે કંઈ પદ્ધતિ બતાવી છે તે અનુસાર જ વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવવો જોઈએ. દેશ, કાળ, અને પાત્ર અનુસાર અત્રે બતાવેલી પદ્ધતિઓમાં ફેરફાર કરવો આવશ્યક છે. તેથી શિક્ષકબંધુઓ આ પદ્ધતિઓ પર વિચાર કરે અને અવલોકન કરતા રહે કે કઈ પદ્ધતિ કયા સંજોગોમાં વધુ અનુકૂળ છે. આ પુસ્તકમાં બતાવેલ નિયમો મોટે ભાગે અનુભવ પરથી લખાયેલ છે. આજે શિક્ષણપદ્ધતિ અંગે યુરોપ–અમેરિકા–રૂસ વગરે દેશોમાં અનેક પ્રયોગો અને સંશોધન ચાલી રહ્યાં છે. પરિણામે શિક્ષણપદ્ધતિમાં નવા નવા ફેરફારો થઈ રહ્યા છે. ત્યાંની શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ ઝડપી પ્રગતિ કરી રહ્યા છે, જ્યારે આપણે ત્યાં શિક્ષણના ક્ષેત્રમાં પ્રગતિ બહુ મંદ છે, તેથી આપણો શિક્ષકગણ શિક્ષણના ક્ષેત્રમાં દુનિયાભરમાં ચાલી રહેલ અવનવા પ્રયોગોનો પણ અભ્યાસ કરે, આપણા દેશના સંસ્કાર અને સુરુચિને બાધ ન આવે તે રીતે તેમાંનાં સારાં તત્ત્વો ગ્રહણ કરવા પ્રયત્ન કરે તો આપણે તે પ્રયોગો પરથી આપણા દેશને અનુકૂળ શિક્ષણ-પદ્ધતિ નક્કી કરી શકીશું.

આપણી આધુનિક શિક્ષણપ્રથા ગંભીર ક્ષતિઓથી ભરેલી છે. સ્વાધીનતા મેળવ્યા બાદ પણ તેમાં આમૂલ પરિવર્તન કરવાનાં પગલાં

ભરાયાં નથી. પરિણામે જૂના ચીલાપર ગાડું ચાલ્યે જાય છે. કારકુનો પેદા કરવા માટે સર્જાયેલી આ કેળવણી લઈને દર વર્ષે લાખોની સંખ્યામાં જે ડીગ્રીધારીઓ બહાર આવે છે તેમાંથી મોટા ભાગનાને ભારતના લોકોના વાસ્તવિક જીવનનો આછો ખ્યાલ હોતો નથી. આ કેળવણી લીધા પછી તેઓ પોતાના ગામડાના, તેઓના માબાપના કે સંસ્કૃતિના રહેતા નથી. કોલેજજીવનની મોજ માણ્યા પછી પિતાનું ખેતર અને ખોરડું તેને તુચ્છ લાગે છે, ગામડાં અને ગ્રામજીવન પ્રત્યે તેને નફરત જાગે છે અને તે ગામડાની સ્વચ્છ હવા, તંદુરસ્ત ખોરાક અને સાદું જીવન છોડીને શહેરમાં કારકુની કરવા નીકળી પડે છે, યા શિક્ષક બને છે. તેથી આજની શિક્ષણપ્રથા પરિવર્તન માગે છે તે નિર્વિવાદ છે. આજે હાઈસ્કૂલો તથા કોલેજોમાં શિક્ષણને બદલે દૂષણ વધી પડયાં છે. વિદ્યાર્થીઓના વ્યક્તિગત જીવન અને સંસ્કાર પ્રત્યે સરિયામ દુર્લક્ષ સેવવામાં આવે છે. નાનાં બાળકો બીડી પીતાં હોય છે, શિક્ષકો સાથે અસભ્યતાથી વર્તતાં હોય છે. માતાપિતા તેમનાં બાળકો શિક્ષણ લેવા જાય છે એમ સમજતાં હોય છે, પણ તેઓ ઘણી વાર દૂષણો પણ શીખતાં હોય છે. કોલેજોમાં સહશિક્ષણનાં કેટલાંક માઠાં પરિણામો આવ્યાં છે; તે આપણી નૈતિકતાની ઊણપ સૂચવે છે. બીજું, પ્રોફેસર પ્રત્યે વિદ્યાર્થીઓને જે પૂજ્યભાવ હોવો જોઈએ તે તો નથી હોતો, ઊલટું વિદ્યાર્થીઓ પ્રોફેસરને સ્ટેજ પર નાચનારું એક રમકડું સમજતા હોય છે. વર્ષભર વિદ્યાર્થીઓ રખડતા હોય છે, પરીક્ષાના એકાદ-બે માસમાં વાંચી અગર ભલામણ કરી પાસ થઈ જવાનું ધ્યેય રાખે છે. ચારિત્ર્ય નામની કોઈ વસ્તુનો ભાગ્યેજ તેમને ખ્યાલ આપવામાં આવે છે. આ બધું કયાં સુધી ચલાવવામાં આવશે તે જ મોટો પ્રશ્ન છે!

ભારત દેશ ગામડાંઓમાં વસે છે. ગામડાંઓની ઉન્નતિ સાથે જ ભારતનું ઉત્થાન સંકળાયેલ છે, તેથી આપણી કેળવણી પ્રથા એ જ

આદર્શ પર ઘડાવી જોઈએ. આપણાં વિદ્યાલયો અને વિદ્યાર્થીઆશ્રમો ભારતીય સંસ્કૃતિનાં પ્રતિક હોવાં જોઈએ, સાદાઈ, સંયમ, સદાચાર અને સેવા તેનાં મુખ્ય અંગ હોવાં જોઈએ. ઊંચામાં ઊંચી કેળવણી લેવા છતાંયે વિદ્યાર્થીમાંથી ભારતીયતાનો લોપ ન થવો જોઈએ, ઊલટું તેના માટે ગૌરવ ઉપજવું જોઈએ. કેળવણીના આખાયે અભ્યાસક્રમ અને પ્રધાનું આ પાયાપર સર્જન કરવું જોઈએ. આવી કેળવણીનાં કેન્દ્ર શહેરોમાં હોય તેવું કંઈ નથી. આપણા રાષ્ટ્રપિતા ગાંધીજીએ આ ગૂંચવાડામાંથી નીકળવાનો માર્ગ બતાવ્યો છે બુનિયાદી તાલીમ, જેમાં આપણા દેશની પરિસ્થિતિ અનુસાર ઉદ્યોગ–સ્વાશ્રયને પ્રાધાન્ય મળે તેવી કેળવણી આપવાની યોજના છે. તેનો ઝડપી અમલ કરવા માટે દેશભરમાં ચક્રો ગતિમાન થવાં જોઈએ, આવી કેળવણી લીધેલ વિદ્યાર્થી ગ્રામપ્રેમી હશે, તેને ગ્રામજીવન અને ભારતની સંસ્કૃતિ માટે ઉત્કટ પ્રેમ હશે, કેવળ પૈસા કમાવાને બદલે તેથી કંઈક ઊંચું તેના જીવનનું લક્ષ્ય હશે. આવી કેળવણીનું આયોજન જેટલું વહેલું થાય તેટલું આવકારપાત્ર છે.

આજે તો જીવનનાં ઘણાંખરાં ક્ષેત્રોમાં જેઓ જગ્યા મેળવી શક્તા નથી તેમની શિક્ષણના ક્ષેત્રમાં ભરતી થાય છે, કારણ કે શિક્ષણના ક્ષેત્રમાં વિકાસની તકો પણ ઓછી મળે છે. એક પ્રાથમિકશિક્ષકનો દાખલો લઈએ તો સમજાશે કે ભારતના નાગરિકોને ઘડવાનું કપરું કામ જેને માથે છે તેના જીવનનું પૂરતું પોષણ પણ થતું નથી. વધારે બુદ્ધિશાળી માણસો આથી બીજાં ક્ષેત્રોને પ્રથમ પસંદગી આપે છે. હવે જ્યારે આપણે સમાજવાદી સમાજરચનાનું ધ્યેય સ્વીકાર્યું છે ત્યારે તો શિક્ષકને સમાજમાં ગૌરવ પ્રાપ્ત થાય તેવો દરજ્જો આપવો જોઈએ.

આપણે દેશમાં નવી શિક્ષણપ્રથા ઊભી કરવા માટે કેવળ પશ્ચિમના સામે જોવાનું નથી. આપણા દેશમાં પણ પ્રાચીન સમયમાં એક અસરકારક શિક્ષણપ્રણાલી અમલમાં હતી ગુરના આશ્રમોમાં

સાદાઈથી સેવાવ્રતધારી વિદ્યાર્થીઓ ભિક્ષા લાવી વગર ખર્ચે અભ્યાસ કરતા. આપણી એ શિક્ષણપ્રથા કદાચ દુનિયાભરની શિક્ષણપ્રથાઓની સરખામણીમાં વધુ ફરકસરવાળી હતી. છતાંયે એક સારી શિક્ષણપ્રથામાં હોવાં જોઈએ તેવાં ઘણાં તત્ત્વો તેમાં હતાં. વિદ્યાર્થીઓના વ્યક્તિગત ચારિત્ર્ય પર ગુરુની નજર રહેતી. તેમના અભ્યાસ અંગેની ઊણપોનો ખ્યાલ રહેતો અને યોગ્યતા અનુસાર પ્રત્યેક વિદ્યાર્થીને કામ આપવામાં આવતું. આ પ્રથામાં કેવળ ભૌતિક વિકાસ પર ભાર ન દેતાં વિદ્યાર્થીઓમાં નીતિમત્તા, ચારિત્ર્ય, અને સદાચારનું ઊંચું શિક્ષણ મળતું. ગુરુ માટે વિદ્યાર્થીઓ અપૂર્વ પૂજ્યભાવ રાખતા. ગુરુ તેમને પિતાતુલ્ય વાત્સલ્યભાવથી અભ્યાસ કરાવતા અને અંતે મેળવેલી વિદ્યાનો સમાજ-સેવા માટે ઉપયોગ કરવાનો ઉપદેશ આપી વિદ્યાર્થીઓને વિદાય આપતા. આપણે આપણી આ પ્રાચીન કેળવણીપ્રથાનાં સારાં તત્ત્વોને નવી પ્રથામાં સમાવી લેવાં જોઈએ, તેમ કરીશું તો આપણે આપણી સંસ્કૃતિને અનુરૂપ એક ઉત્તમ પ્રકારની શિક્ષણપ્રથા ઊભી કરી શકીશું.

શિક્ષણના માધ્યમની પસંદગી આજની શિક્ષણપ્રથાની એક જટિલ સમસ્યા છે. આજ સુધી આપણે અંગ્રેજી સંસ્કૃતિથી પ્રભાવિત હતા તેથી હાઈસ્કૂલ અને કોલેજોમાં અંગ્રેજીને શિક્ષણના માધ્યમ તરીકેની પસંદગી મળી હતી. પરિણામે અંગ્રેજી ભાષા અને સાહિત્યનો આપણા દેશમાં ખૂબ પ્રચાર થયો, આપણી સંસ્કૃતિ પણ તેનાથી પ્રભાવિત થઈ. આપણે સ્વતંત્રતા મેળવ્યા બાદ દેશના મોટા ભાગના લોકો સમજી ન શકે તેવી પરદેશી ભાષાને શિક્ષણના માધ્યમ તરીકે ચાલુ ન જ રાખી શકીએ, હવે આપણે તે સ્થાન માટે માતૃભાષા કે રાષ્ટ્રભાષાની પસંદગી કરવાની છે. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં માતૃભાષામાં કેળવણી આપવી જોઈએ, જેથી વિદ્યાર્થીઓને સરળતાથી જ્ઞાન મળી શકે; પરંતુ જ્યાં સુધી કોલેજના શિક્ષણને સંબંધ છે ત્યાં સુધી રાષ્ટ્રભાષા જ શિક્ષણનું માધ્યમ બની શકે, માધ્યમિક શાળામાં રાષ્ટ્રભાષાનું શિક્ષણ મેળવ્યા બાદ

વિદ્યાર્થીઓ તે દ્વારા અભ્યાસ કરી શકશે વળી ભારતની કેટલીક ભાષાઓના બોલનાર માટે હિન્દી ભાષા સરળ છે, સહેલાઈથી ગ્રહણ કરી શકાય તેવી છે. દા. ત ગુજરાતીઓ માટે હિંદી ભાષા સમજવી કઠિન નથી. જો કે તે માતૃભાષા જેવી સગી નથી, છતા માસી-ભાષા તો કહી શકાય. વળી હિન્દી ભાષા આપણી ભારતીય સંસ્કૃતિનું પ્રતીક છે. આજે પણ ભારતના ગમે તે પ્રાંતનો સાધુ એકબીજા પ્રાંતના લોકો સાથે હિંદી ભાષા દ્વારા વાતચીત સરળતાથી કરી શકે છે વળી જે ભાષામા કબીર, સૂરદાસ, અને તુલસીદાસ જેવા મહાન સંતોએ ભારતીય તત્વજ્ઞાનના અમૃત વહાવ્યાં છે, તે ભાષાને ભારતના એક જ પ્રાંતની ભાષા કહેવી એ ભારતીયતાનુ અપમાન કરવા બરાબર છે આજે તુલસીદાસનુ રામાયણ જે ભાવનાથી ઉત્તરપ્રદેશમા વચાય છે તે જ ભાવથી ગુજરાતને ગામડે ગામડે વચાય છે ગુજરાતના ગામડાનો એક સામાન્ય માણસ પણ તેથી પરિચિત છે એટલે આવી રાષ્ટ્રભાષામા કોલેજોમા શિક્ષણ અપાય તેથી કંઈ નુકશાન થવાનું નથી, ઊલટી વિદ્યાર્થીઓમા રાષ્ટ્રીયતા કેળવાશે, પ્રાંતીયતાનુ જોર ઓછુ થશે આજે જ્યારે રાષ્ટ્રમા પ્રાંતવાદના ઓળા પથરાઈ ગયા છે ત્યારે રાષ્ટ્રીયતા કેળવવાની ખાસ જરૂર છે.

કેટલાક લોકો જેઓ અંગ્રેજીના માધ્યમનો જેટલો વિરોધ કરતા નહોતા તેઓ આજે રાષ્ટ્રભાષાનો સખ્ત વિરોધ કરવા નીકળ્યા છે, અને માતૃભાષાના પ્રેમના ઓઠા હેઠળ પ્રાંતવાદી મનોદશાનો પ્રચાર કરી રહ્યા છે, અને ભાષાના માધ્યમને રાજકીય પ્રશ્ન બનાવી રહ્યા છે. તેઓ ખરેખર દેશની કુસેવા કરી રહ્યા છે. આજે સૌથી વધુ આવશ્યકતા ભારતના જુદા જુદા પ્રાંતો વચ્ચે રાષ્ટ્રીય ભાવના પેદા કરવાની છે. એક જ રાષ્ટ્રભાષામા ભારતના જુદા જુદા વિદ્યાલયોમા શિક્ષણ આપવામા આવશે તો આપણે એકબીજાના વિચારો વધુ સરળતાથી સમજી શકીશુ. એકબીજા પ્રાંતના અધ્યાપકોને એકબીજા પ્રાંતમા ઉપયોગમા લઈ શકીશુ આ રીતે ભારતીય સંસ્કૃતિનો સમન્વય સધાશે. તેથી ઊલટુ દરેક પ્રાંત

પોતાની ભાષામાં ઉચ્ચ શિક્ષણ આપવાનું રાખશે તો સંકુચિતતા કેળવાશે.

રાષ્ટ્રભાષામાં શિક્ષણ આપવાથી પ્રાંતીય ભાષાઓ નાશ પામશે એવો પ્રચાર પણ કેટલાક ચલાવી રહ્યા છે, તે પણ ઉપર જણાવ્યા પ્રમાણેની સંકુચિત મનોદશાનું પરિણામ છે. અંગ્રેજી ભાષા શિક્ષણનું માધ્યમ હોવા છતાં ગુજરાતી ભાષા અને સાહિત્યનો છેલ્લાં પચીસ વર્ષમાં જે વિકાસ સધાયો છે તે પરથી આપણે જોઈ શકીએ છીએ કે આ વાત કેવળ ઉપજાવી કાઢેલી છે, ઊલટું રાષ્ટ્રભાષા અને માતૃભાષા એકબીજાની પૂરક બની રહેશે, એકબીજાના સાહિત્યનાં ઉત્તમ પુસ્તકોના અનુવાદ થશે. આ રીતે હિન્દી ભાષાને ઉચ્ચ શિક્ષણનું માધ્યમ બનાવવાથી ભારતના નાગરિકોમાંથી પ્રાંતવાદનાં ઝેર ઓસરી જશે અને તેને સ્થાને નિર્મળ ભારતીયતાનો પ્રચાર થશે, તેથી સાચા રાષ્ટ્રવાદીઓએ રાષ્ટ્ર-ભાષાના હિમાયતી બનવું જોઈએ. ઋષિ દયાનંદે પણ આ જ ભાષા દ્વારા દેશમાં સમાજસુધારણાના વિચારોનો પ્રચાર કર્યો હતો.

કોઈ પણ શિક્ષણપ્રથાની સફળતાનો સૌથી મોટો આધાર શિક્ષક-વર્ગ પર છે. પણ આજે કેટલાક શિક્ષકોમાં પણ ઘણા દોષો જોવામાં આવે છે. આ દોષોના કારણે શિક્ષકો વિદ્યાર્થીઓ પર પોતાનો પ્રભાવ પાડી શકતા નથી. તેથી શિક્ષકે આદર્શ શિક્ષણ આપવું હોય તો સૌથી પ્રથમ પોતાના ચારિત્ર્ય પર નજર રાખવી જોઈએ. જો શિક્ષક બીડી પીતા હોય અને તે વિદ્યાર્થીઓને બીડી પીવાની મનાઈ કરે તો તેની વિદ્યાર્થીઓ પર અસર થતી નથી. કદાચ શિક્ષકની બીકથી તેમના દેખતાં વિદ્યાર્થી બીડી ન પીએ, પણ તેના મનમાં તો એ જ વિચાર આવે કે, 'આપણા શિક્ષક બીડી પીએ છે અને આપણને કેમ ના પાડે છે? તેથી આપણે તેમની ગેરહાજરીમાં બીડી પીશું.' કેટલાક શિક્ષકો જેઓ વિદ્યાર્થીઓ સાથે ગાળાગાળીથી વાત કરતા હોય છે, તેઓ વિદ્યાર્થીઓને કઈ રીતે સંસ્કારી બનાવી શકવાના છે?

કેટલાક શિક્ષકો વર્ગમાં પૂરતી તૈયારી કર્યા વિના જાય છે, આથી વિદ્યાર્થીઓને રસપૂર્વક અભ્યાસ કરાવવાને બદલે ફક્ત પાઠ વાંચી જાય છે. વળી જો વિદ્યાર્થીઓ તે અંગે વધુ પ્રશ્નો પૂછે તો જવાબ આપી શકતા નથી, એટલે વિદ્યાર્થીઓને દબડાવીને બેસાડી દે છે. વિદ્યાર્થીના મગજ પર આની ખૂબ જ વિપરીત અસર થાય છે. વિદ્યાર્થીઓના માનસમાં ઉદ્‌ભવતા પ્રશ્નોનું સરળતાથી નિરાકરણ કરવું તે શિક્ષકની પ્રથમ ફરજ છે. તેથી શિક્ષકોએ પોતાને જે વિષય વર્ગમાં ભણાવવાનો હોય તે અંગે થોડીક પૂર્વતૈયારી અવશ્ય કરવી જોઈએ. ભાષાશિક્ષણમાં આ વસ્તુ અગત્યની છે.

આજકાલ ઘણા શિક્ષકો ટ્યુશન રાખે છે અને યેનકેન પ્રકારે વિદ્યાર્થીઓને ઉપલા વર્ગમાં ધકેલી દે છે. આથી વિદ્યાર્થીઓનો અભ્યાસ કાચો રહી જાય છે અને તે વિદ્યાર્થી આગળ અભ્યાસ કરી શકતો નથી. આ રીતે ટ્યુશનથી વિદ્યાર્થીઓને માર્ગદર્શન મળવાને બદલે તેમનો વિકાસ રૂંધાય છે. તેથી દરેક આદર્શ શાળાએ આ પ્રથા પર સજ્જડ અંકુશ રાખવો જોઈએ. જરૂર પડે તો કાચા વિદ્યાર્થીઓને વધારાનો વર્ગ રાખીને શીખવે, પણ ટ્યુશનની પ્રથાને તો તિલાંજલી આપવી જ જોઈએ.

આ રીતે શિક્ષકો ચારિત્ર્યશીલ હશે તો વિદ્યાર્થી પર તેની ભારે સુંદર અસર પડશે.

શિક્ષણશાસ્ત્ર વિષે આ અગાઉ મારાં બે પુસ્તકો પ્રગટ થઈ ચૂક્યાં છે. "શિક્ષણશાસ્ત્રના સિધ્ધાન્તો" અને "નૂતન માનસશાસ્ત્ર." તે પુસ્તકો માં શિક્ષણશાસ્ત્ર અને માનસશાસ્ત્ર પર આવશ્યક પ્રકાશ નાખવામાં આવ્યો છે. આ પુસ્તકમાં ભાષાશિક્ષણના વિષયને શિક્ષકગણ સમક્ષ વિવરણ કરી રજૂ કરવામાં આવ્યો છે. ભાષાશિક્ષણ અંગેની પ્રચલિત

પદ્ધતિઓ પર તેમાં વિચારો પ્રગટ કરવામાં આવ્યા છે. આ પુસ્તકથી પ્રાથમિક, માધ્યમિક અને હાઈસ્કૂલના શિક્ષકો, ટી ડી., એસ. ટી સી., બી. એડ., બી. ટી, એમ. એડ., એલ. ટી. વગેરે પરીક્ષામાં બેસનાર ઉચ્ચના શિક્ષકો લાભ ઉઠાવી ખાસ પરિશ્રમને સફળ બનાવશે એવી આશા રાખુ છુ. આ વિષયમા ગુજરાતી ભાષામાં બહુ ઓછાં પુસ્તકો છે તેથી આ પુસ્તક કંઈક અંશે તે ખોટ પૂરી કરે તેવી આશાથી પ્રગટ કરવામાં આવ્યું છે.

આ પુસ્તક લખવામાં મને શ્રી. બાબુભાઈ ડાહ્યાભાઈ પમાર (રાષ્ટ્રભાષારત્ન) એમણે જે સહકાર આપ્યો છે તે બદલ હું તેમનો આભારી છું.

કલોલ (ઉ. ગુ.)

એલ. દત્ત. વિદ્યાવાચસ્પતિ.
બી. એ. (ઓનર્સ), સાહિત્યરત્ન

## પ્રકરણ ૧ લું

# ભાષાની ઉત્પત્તિ અને વિકાસ

### ભાષા એટલે શું?

મનુષ્ય–મનુષ્ય વચ્ચે એકબીજાના વિચારો અને ઇચ્છાઓ પ્રગટ કરવા માટે જે ધ્વનિસંકેતો દ્વારા વ્યવહાર ચાલે છે તે ધ્વનિસંકેતો ભાષા કહેવાય છે. માણસ એક સામાજિક પ્રાણી છે. તેથી તે પોતાના વિચારો બીજાઓ સમક્ષ મૂકવા માગે છે. આ વિચારોની આપલે કરવા માટે કેટલાક ધ્વનિ હોય છે. આ ધ્વનિસંકેતો ભાષાનું રૂપ ધારણ કરે છે. આ રીતે ધ્વનિનું ઉચ્ચારણ કરનાર, ધ્વનિ સાંભળનાર અને ધ્વનિ એ ત્રણ ભાષાનાં અંગો છે. ભાષા અર્થસૂચક છે. મૂંગાના બબડવાને ભાષા કહી શકાય નહિ, ભાષાને સમજવા માટે શબ્દ અને અર્થ બન્નેના સમન્વયની આવશ્યકતા છે. કેટલીક વાર વિદેશી વ્યક્તિ પ્રવચન કરે છે ત્યારે આપણે તેની ભાષા સાંભળીએ છીએ પરંતુ તેનો અર્થ સમજી શકતા નથી. ભાષાનો હેતુ વિચારવિનિમય કરવાનો છે, જે એક વ્યક્તિ કરી શકતી નથી, એકથી વધારે પાત્રોની તેમાં જરૂર છે; તેથી ભાષા એક સામાજિક વસ્તુ છે.

## બોલી, ઉપભાષા અને ભાષા.

લોકોના રોજબરોજના ઉપયોગમાં વપરાતી ભાષા જે સંસ્કૃત અને સાહિત્યિક નથી હોતી તેને બોલી કહેવાય છે. બોલીનું ક્ષેત્ર સંકુચિત હોય છે. એક ગામથી બીજે ગામ જઈએ એટલે બોલીમાં પરિવર્તન થઈ જાય છે. કહેવત છે કે, 'બાર ગાઉએ બોલી બદલાય.' ઉપભાષાનું ક્ષેત્ર બોલી કરતાં મોટું છે એક પ્રાંત કે ઉપપ્રાંતમાં જે સાહિત્યિક ભાષા હોય છે તેને ઉપભાષા કહે છે, હકીકતમાં ઉપભાષા એક બોલી છે જે સભ્ય સમાજમાં પ્રચલિત થઈ હોય છે.

જે ઉપભાષા સાહિત્યિક, ધાર્મિક, રાજનૈતિક અને સામાજિક ક્ષેત્રોમાં પ્રાપ્ત થયેલ મહત્ત્વના કારણે પોતાની સાથીદાર ઉપભાષાઓ પર મહત્ત્વ મેળવે છે તે ઉપભાષા ભાષાનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે. દા. ત. વૈદિક કાળમાં જુદી જુદી બોલીઓ–ઉપભાષાઓ હતી. તેમાંથી પરિમાર્જિત રૂપે સંસ્કૃતને રાષ્ટ્રભાષાના પદે સ્થાપવામાં આવી. પ્રાકૃત કાળમાં માગધીએ રાષ્ટ્રભાષાનું પદ પ્રાપ્ત કર્યું. આધુનિક યુગમાં ખડી બોલી આખા ભારતની રાષ્ટ્રભાષા બની ચૂકી છે.

ભાષા આપણા પૂર્વજો તરફથી મળેલો અમૂલ્ય વારસો છે. દરેક પેઢી પોતાના વડીલોથી ભાષા શીખે છે. ભાષા કોઈ નવીન બનાવેલી વસ્તુ નહિ પણ પરંપરાગત સંપત્તિ છે. પણ તે વગર શીખ્યે પ્રાપ્ત થતી નથી. પ્રથમ બાળક પોતાની માતૃભાષા શીખે છે અને તે દ્વારા બીજી ભાષાઓનું જ્ઞાન મેળવે છે. જે વ્યક્તિ વિદેશમાં જાય છે તે ત્યાંની ભાષા શીખી જાય છે એટલે ભાષા સંપર્કથી પણ શીખી શકાય છે. માનવી એક પરિવર્તનશીલ પ્રાણી છે, ભાષાનો તેની સાથે સંબંધ છે, એટલે ભાષા પણ પરિવર્તનશીલ છે.

## ભાષાની ઉત્પત્તિ.

હજારો વર્ષ પૂર્વે માનવજાત જ્યારે અર્ધમાનવ દશામાં હતી ત્યારે માણસ તેની ઈચ્છાઓ અને મનોભાવો વ્યક્ત કરવા

અનેક રીતો અજમાવવા લાગ્યો ભાષાની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે અંગે વિદ્વાનોમાં ઘણા મતો પ્રચલિત છે કેટલાક માને છે કે અનુકરણથી ભાષા ઉત્પન્ન થઈ પશુપક્ષીઓના નામ તેમની બોલી પરથી ઘડાયા દા ત. મ્યાઉં પરથી બિલાડીનો બોધ થાય છે આવી જ રીતે કોયલના માટે સંસ્કૃતમા कोकिल અને અંગ્રેજીમાં 'કકુ શબ્દ બન્યા છે સંસ્કૃતમા કાગડા માટેનો काक, કૂકડા માટેનો कुक्कुट શબ્દ તથા અંગ્રેજીમા 'ક્રો શબ્દ બન્યો છે કૂતરાના બોબો કરવાને ભસવુ, બકરીના બોલવાને બેબે કરવુ, ચકલીના અવાજને ચીચી કરવુ, ઘોડાના અવાજને હણહણવુ, વિજળીનું કડકડવુ, વાયુનો સુસવાટ કરવો, ઝરણાનું ઝઝા વહેવુ, પત્તાનો ફરફર શબ્દ વગેરેની ઉત્પત્તિ થયેલી જણાય છે

કેટલાક લોકો એમ માને છે કે ઈશ્વરે દુનિયાના સર્જન સાથે શક્તિરૂપમા માણસને ભાષા પણ આપી. આ મત પણ ઘણો વિચાર કરતા તે અવ્યવહારુ લાગે છે કેટલાક વિદ્વાનોનુ એવુ મન્તવ્ય છે કે સૃષ્ટિના આદિમયુગમા હસ્તસંકેતોથી વિચારો વ્યક્ત કરવામા સફળ ન થયા ત્યારે ભાષાની ઉત્પત્તિ ધ્વનિસંકેતોનુ નિર્માણ કરવાથી થઈ જેથી એકબીજાના વિચારોનો વિનિમય કરી શકાય. આ ધ્વનિસંકેતોના વિકસિત રૂપનુ લાંબા ગાળે ભાષામાં રૂપાન્તર થયુ પ્રો મેક્સમુલર આ અંગે પોતાનો જુદો જ મત પ્રગટ કરે છે તેમના અભિપ્રાય પ્રમાણે શરૂઆતમા માણસો જે શબ્દો ઉચ્ચારતા તેના આધારે જ ભાષાની રચના થઈ છે આ મત પણ દોષપૂર્ણ છે, કારણ કે તેનુ યોગ્ય રીતે સમર્થન થઈ શકતુ નથી કેટલાક લોકો માને છે કે હર્ષ–ભય–શોક–આશ્ચર્ય, વગેરે જુદાજુદા મનોભાવો વ્યક્ત કરતી વેળા આપણા મુખ માથી કેટલાક ધ્વનિ નિકળ્યા, હા હા ! વાહવાહ ! ઓરે ! આ ધ્વનિનો ઉપયોગ વિચારો વ્યક્ત કરવા માટે પણ કરવામા આવ્યો જેવી રીતે હર્ષ બતાવવા આપણે હાહા કરીશુ, અંગ્રેજીમા હુર્રે હુર્રે કહે છે ભાષાના કેટલાક શબ્દો જ્ઞાત વસ્તુના નામ પરથી બન્યા છે જેમકે બુધ્ધિ વિનાના માણસ માટે 'બળદ' શબ્દ વપરાય છે

## ઉચ્ચાર તથા અર્થમાં ફેરફાર

દેશ અને કાળ અનુસાર ભાષાના શબ્દોમાં તથા તેના અર્થમાં પણ પરિવર્તન થાય છે દેશકાળ અનુસાર માણસની શરીરરચના પણ બદલાય છે કેટલાક દેશના લોકો મોટા માથા તથા ઊંચા કદવાળા છે ત્યારે કેટલાક નાના માથા તથા ઠીંગણા કદવાળા છે. આ શારીરિક ફેરફારના કારણે તેમના ઉચ્ચારોમા પણ ફેરફાર થાય છે બીજું ફેરફાર થવાનુ કારણ ભૌગોલિક છે. ગરમ પ્રદેશના લોકો અવાજના ઉચ્ચારણ માટે જેટલુ મોં પહોળુ કરી શકે તેટલું ઠંડા પ્રદેશના લોકો કરી શકતા નથી. તેથી યુરોપના લોકો હિન્દુસ્તાનના ધ્વનિઓનું યોગ્ય ઉચ્ચારણ કરી શકતા નથી માનસિક અવસ્થા પણ ભાષામાં ફેરફાર થવાનું કારણ છે. વીર પ્રજાની ભાષામા વીરતા હોય છે, દા. ત. પંજાબી ભાષામાં વીરતા વધારે છે.

ભાષા બોલવામાં જુદા જુદાં અંગોનો ઉપયોગ થાય છે. ફેફસાં, ગળુ, કાકડા, સ્વરતંત્રી, પેટ, શ્વાસનળી, હેડકી, તાળવુ, દાંત, હોઠ, જીભ, મોં, નાક વગેરે જગાએથી જુદા જુદા ધ્વનિઓ નીકળે છે. આ બધા અવયવોની રચનામાં ફેરફાર થવાથી ઉચ્ચારણમાં પણ ફેરફાર થાય છે.

ભાષામાં વપરાતા શબ્દોના અર્થમા પણ ઘણા ફેરફાર થાય છે. ઋગ્વેદમા 'અસુર' શબ્દ દેવતાઓ માટે વપરાતો હતો પણ હવે તે શબ્દ રાક્ષસો માટે વપરાય છે. પહેલાં 'સિંધવ' શબ્દ મીઠા માટે વપરાતો હતો પરંતુ કેટલીક જગાએ સિંધના ઘોડા માટે પણ તે વપરાય છે. જૂના સમયમાં 'મહારાજ' શબ્દનો અર્થ મોટો રાજા થતો હતો પરંતુ આજે રસોઈઆને મહારાજ કહેવામાં આવે છે. કેટલીકવાર એક ભાષામાં એક શબ્દનો જે અર્થ થાય છે તે જ અર્થ બીજી ભાષામાં બીજા અર્થમાં વપરાય છે. ગુજરાતીમાં 'વાડી' શબ્દ બગીચાના અર્થમાં વપરાય છે

જ્યારે બંગાળીમાં તે જ શબ્દનું 'વાણિ' રૂપ વર માટે વપરાય છે સંસ્કૃતનો 'સાહસ' શબ્દ ચોરી, હત્યા, વ્યભિચાર, ફરેબના અને જૂઠ માટે વપરાતો હતો પરંતુ ગુજરાતીમાં તે સારા અર્થમાં વપરાય છે 'સ્વર્ગવાસ' શબ્દનો અર્થ સારી ગતિએ થયો એવો હતો, પરંતુ હમણાં તો દરેક મરણ પામેલ માણસને માટે સ્વર્ગવાસી શબ્દ વાપરી શકાય છે સંસ્કૃતમાં 'મૃગ' શબ્દ જાનવરના અર્થમાં વપરાતો હતો પરંતુ આજે તે ફક્ત હરણ માટે જ વપરાય છે આવી રીતે કાળાન્તરે શબ્દોના અર્થમાં પરિવર્તન થાય છે

## દુનિયાની અને આર્યોની ભાષાઓનો વિકાસ.

આજે દુનિયામાં ઘણી ભાષાઓ પ્રચલિત છે, તે સઘળી ભાષાઓની ઉત્પત્તિ અને વિકાસનો ક્રમબદ્ધ ઇતિહાસ મળતો નથી પરંતુ ભાષાશાસ્ત્રીઓ તેને બાર વર્ગમાં વહેંચી નાખે છે તેમાં ભારત-યુરોપી કુળ, સેમીટીક કુળ, હેમેટીક કુળ, ચીની-તીબેટી કુળ, યુરલ-અલ્ટાઈક કુળ દ્રવિડ કુળ, મેલેપોલીનેશીયન કુળ, બંટુ કુળ, મધ્ય આફ્રિકા કુળ, અમેરિકી ભાષા કુળ, ઓસ્ટ્રેલીયાની ભાષાનું કુળ અને શેષ ભાષાઓનો સમાવેશ થાય છે ભારતીય-યુરોપી કુળની ભાષાઓ ઉત્તર ભારત, અફઘાનીસ્તાન, ઈરાન અને યુરોપના દેશોમાં છે સંસ્કૃત, પાલી, ઇરાની, ગ્રીક, લેટીન આ ભાષાઓ આ કુળમાં ગણાતી હતી સેમેટીક કુળમાં ફીનેશિયા, આરબીયા અને અસીરીયાના લોકોની ભાષા હતી. યહુદીઓની ભાષા જેમાં બાઇબલ લખાયેલું છે તથા અરબી ભાષા જેમાં કુરાન લખાયેલું છે તે આ જ કુળની ભાષાઓ છે હેમેટીક કુળમાં ઉત્તર અને પૂર્વ આફ્રિકા અને સહરાના રણ આસપાસની ભાષાનો સમાવેશ થાય છે મીસર દેશની કોપ્ટીક ભાષા આ કુળની છે ચીની-તીબેટી કુળમાં ચીન, તિબેટ બર્મા સીયામ અને હિમાલયના કેટલાક ભાગની ભાષાઓનો સમાવેશ થાય છે યુરલ-અલ્ટાઈક કુળમાં મોંગોલીઆ, મંચુરીયા અને સાઇબીરીયાની ભાષાઓ આવે છે [illegible] દ્વિતીયાંકનો ભ[illegible]

જાપાન અને કોરીયાની ભાષા અને ફીન્લેંડ તથા હંગેરીની ભાષાઓને આ કુળની ભાષાઓ માને છે. દ્રવિડ કુળમાં દક્ષિણ ભારતની તામીલ, તેલુગુ, મલયાલમ અને કાનડી ભાષાનો સમાવેશ થાય છે. મેલેપોલી-નેશીયન કુળમાં મલાયા, સુમાત્રા, જાવા, બોર્નિયો, માડાગાસ્કર અને ન્યુઝીલેન્ડની ભાષાઓ આવે છે. બટુકુળમાં ઝંઝીબારની સુવાહીલી ભાષા આવે છે. મધ્ય આફ્રિકા કુળમાં સુદાનની ભાષા આવે છે. અમેરિકી કુળમાં ઉત્તર અને દક્ષિણ અમેરિકાના લોકોની ભાષાઓનો સમાવેશ થાય છે. ઓસ્ટ્રેલીયા કુળમાં, ઓસ્ટ્રેલીયા દ્વીપ અને તાસ્મા-નીયાની, ભાષાઓ આવે છે. અને બાકીની ભાષાઓમાં કોકેસસ પ્રદેશની ભાષા યુરોપની બાસ્ક અને યુટ્સ્કન ભાષાઓ આવે છે.

આપણા ભારતની હાલની ઘણી ભાષાઓનો સંબંધ ઉપર જણાવેલ પ્રથમ ભારતીય-યુરોપી કુળ સાથે છે. પ્રાચીન કાળમાં આર્યો જે ભાષાઓ બોલતા તેમાંથી તે ઉતરી આવેલી છે. આર્યોની ભાષાનું વાસ્તવિક સ્વરૂપ શોધવું ઘણું કઠિન છે. કારણ કે પ્રાચીન ભાષાઓ સંબંધી બહુ ઓછાં પુસ્તકો મળે છે. ઐતિહાસિક દૃષ્ટિએ આર્યોનું પ્રાચીન પુસ્તક ઋગ્વેદ છે. ઋગ્વેદમાં જુદા જુદા મંત્રો છે. આ મંત્રોમાંથી થોડાક કંદહારમાં, થોડાક સિંધુ નદીના કાંઠે અને થોડા યમુના નદીના કાંઠે રચાયા હતા. આર્યો જ્યારે સપ્તસિંધુના પ્રદેશમાં આવ્યા ત્યારે ગ્રંથરચનાના કારણે તેમની બોલચાલની ભાષાએ ધીરે ધીરે સાહિત્યિક રૂપ ધારણ કરવા માંડ્યું. તોપણ જુદા જુદા પ્રદેશોમાં બોલાતી ભાષાઓમાં ભેદ હતા. પ્રથમ આવેલ આર્યોમાંના કેટલાક પૂર્વમાં બંગાલ-આસામ વગેરે પ્રદેશમાં જઈ વસ્યા હતા. તેમની તથા પાછળથી આવેલ આર્યો જેઓ સિંધુ તથા યમુનાના કિનારે વસ્યા તેમની બોલીઓમાં પણ અંતર હતું. વેદોની ભાષા પર પ્રાંતોની અને દેશની જુદી જુદી ભાષાઓની અસર થઈ. આથી શબ્દોના ઉચ્ચાર અને સ્વરૂપ બદલાવા લાગ્યાં. જેમ જેમ આર્યગણ અહીંના સ્થાનિક

વખત સુધી પ્રચલિત રહી. સાથે સાથે લોકોની બોલચાલની ભાષા બદલાતી ગઈ અને પ્રાકૃતથી તે ઘણી આગળ નીકળી ગઈ. લોકો તેને અપભ્રંશ કહેવા લાગ્યા. કાલીદાસના વિક્રમોર્વશી નાટકમાં આ અપભ્રંશ ભાષાના રૂપો મળે છે. હેમચંદ્રે નાગર અને વ્રાચડને અપભ્રંશનાં રૂપો માન્યા છે. વ્રાચડ ભાષામાંથી સિંધી અને નાગર અપભ્રંશથી ગુજરાતી, રાજસ્થાની અને ખડીબોલીનો વિકાસ થયો. વિદ્યાપતિની 'કીર્તિ કલ્પલતા' તથા સારંગધરનો 'હમીર રાસો' અપભ્રંશના નમૂના છે. ચંદ બરદાઈનો 'પૃથ્વીરાજ રાસો' પણ અપભ્રંશની રચના મનાય છે, જેમાં હિન્દી, રાજસ્થાની અને પંજાબી ભાષાઓનું મિશ્રણ છે. બિહારી, બંગાળી, આસામી અને ઉડીયા ભાષાઓનો સંબંધ માગધી અપભ્રંશ સાથે છે. પૂર્વી હિન્દીનો સંબંધ અર્ધમાગધી અપભ્રંશ સાથે છે અને મરાઠીનો સંબંધ મહારાષ્ટ્રી અપભ્રંશ સાથે છે.

વર્તમાન ભારતની આર્ય ભાષાઓનો પ્રયોગ લગભગ ૧૩ મી સદીથી થયો છે. અને ૧૪ મી સદી સુધી સાહિત્યમાં અપભ્રંશ ભાષાઓનો વ્યવહાર થોડાઘણા અંશે થયેલ માલુમ પડે છે આજે વીસમી સદીમાં ભાગલપુરથી છેક ગંગાની ખીણ સુધી એક જ સાહિત્યક ભાષા હિન્દી બોલાય છે. એક હજાર ઈસ્વીસન પૂર્વે કાશી, મગધ, વિદર્ભ, અંગ, બંગ વગેરે જગાના આર્યોની બોલીઓમાં આજની બોલીઓ કરતાં વધુ અંતર હશે. પરંતુ આજે વિકાસના કારણે જુદી જુદી બોલીઓ વચ્ચે અંતર ઘટી રહ્યું છે. આ રીતે આર્ય યુરોપી કુલની ભાષાઓની વેદ ભાષામાંથી કાળાંતરે આપણી ગુજરાતી સહિતની ભારતની પંજાબી, હિન્દી, રાજસ્થાની, લહદા સીંધી, મરાઠી, બિહારી, ઉડીયા, બંગાલી આસામી વગેરે આજની ભાષાઓ ઉત્પન્ન થઈ છે

તું બધે જઈને કહી આવ કે માલિકને ત્યાં ઘોડાનું મરણ થયું છે. તે ગયો અને બધાને કહેતો હતો કે, 'જેને ત્યાં હું રહું છું તેને ત્યાં એક ઘોડાનું મરણ થયું છે.' તેના આમ કહેવાથી કોઈ બરાબર સમજી શકતા ન હતા અને હસતા હતા. આવી જ દશા ભાષાનું ઓછું જ્ઞાન હોવાથી થાય છે.

બાળકોને નિશાળમાં દાખલ થતી વખતે કેટલું જ્ઞાન હોય છે? જ્યારે કોઈ બાળક શાળામાં દાખલ થાય છે ત્યારે તેનું ભાષા સંબંધી જ્ઞાન બહુ ઓછું હોય છે. તેને થોડા વિચારો અને થોડી વસ્તુઓનો અનુભવ હોય છે. તેના વિચારો અપૂર્ણ હોય છે. તે થોડા શબ્દો જાણતો હોવાથી સરળ વિચારો પ્રકટ કરી શકે છે પરંતુ સ્પષ્ટતાથી પૂરા વિચારો સ્પષ્ટ કરી શકતો નથી. તેનો શબ્દભંડાર ઓછો હોય છે. તે લગભગ ત્રણસોથી પાંચસો શબ્દ જ જાણતો હોય છે, તેથી વધારે નહિ. કેટલાક વિચારો અને અનુભવો એવા હોય છે જે તે સ્પષ્ટતાથી પ્રગટ કરી શકતો નથી. વિચારોને સ્પષ્ટતાથી પ્રગટ કરવા માટે જ ભાષાશિક્ષણની જરૂર છે. શિક્ષકે આ ધ્યાનમાં રાખીને ભાષાનું શિક્ષણ આપવું જોઈએ. આવા પ્રસંગે શિક્ષકનું કાર્ય શું છે અને તેણે કેવી રીતે કામ લેવું જોઇએ તે પર હવે વિચાર કરીએ.

૧ જે અનુભવ અને વિચાર બાળકોને છે તે સ્પષ્ટ કરાવવા અને વધારવા પ્રયત્ન કરવો જોઇએ. આ કાર્ય ઘણું કરીને ગણિત, ભૂગોળ, પદાર્થવિષયક પાઠો વગેરે શીખવતાં કરી શકાય છે

૨ આ વિચારો અથવા અનુભવો વ્યક્ત કરવાની બાળકની શક્તિ વધારવી એટલે નવા નવા શબ્દો તથા કહેવતોનો ઉપયોગ શીખવવો અને બોલવામાં વિચારો તથા અનુભવોને વધારે ઝીણવટથી તથા શુદ્ધ રીતે પ્રગટ કરવાનો પ્રયત્ન કરાવવો જોઇએ.

૩ બીજાઓના વિચારો તથા અનુભવોને સારી રીતે સમજવાની શક્તિ વધારવી જોઇએ, કારણ કે વિચારો બે રીતે પ્રગટ કરી

શકાય છે: બોલીને અને લખીને. આવી જ રીતે બીજાના વિચારો બે રીતે જાણી શકાય છે: સાંભળીને અને વાંચીને. વાચન પણ બે પ્રકારનું છે: હસ્તલિખિત અને છાપેલું. આ રીતે નીચે મુજબ ભાષાશિક્ષણનાં અંગો ગણી શકાય.

૧ સંભાષણ. એટલે બીજાના વિચારો સાંભળવા અને પોતાના વિચારો પ્રગટ કરવા.

૨ પુસ્તક વાચવું. સમજવું અને તેનો અર્થ જાણવો.

૩ હસ્તલેખ વાંચવો, તેનો અર્થ સમજવો અને બીજાને કહેવું.

૪ લખવું. જોડણી શીખવાથી વાચવામાં અને લખવામાં પણ સહાયના મળે છે. આથી લખવાને બન્નેનું અંગ ગણી શકાય.

## શિક્ષકોની મુશ્કેલી

શિક્ષકોની શીખવવાની પધ્ધતિ નક્કી કરતાં પહેલાં શાળાઓમાં કયા કયા વિષયો શિખવવામાં કઈ કઈ અડચણો આવે છે અને તે કઈ રીતે દૂર કરી શકાય તે જાણવું આવશ્યક છે. થોડાક વિદ્યાર્થીઓને બાદ કરતાં બાકીના બધા ગામડી ભાષામાં બોલે છે તે એક મોટી મુશ્કેલી છે. વિદ્યાર્થીની વાત તો બાજુએ રહી પણ ઘણાયે .શિક્ષકો ગામમાં તો શું પણ શાળામાં પણ ગામડી ભાષા બોલે છે. ગામડી ભાષા શહેરી ભાષાથી થોડીઘણી ભિન્ન હોય છે. કારણ કે ગામડાનાં બાળકોને શુધ્ધ ભાષા સાંભળવાનો પ્રસંગ ઓછો પડે છે. તેથી શિક્ષક થોડી શુધ્ધ ભાષા બોલે છે, જ્યારે વિદ્યાર્થીઓ તો ઘરમાં તથા શાળામાં ગામડી ભાષાનો જ ઉપયોગ કરે છે. જો કોઈ ગામડાની નિશાળમાં બાળક શુધ્ધ ભાષા બોલવા પ્રયાસ કરે તો તેના સાથીદારો તેની હાંસી કરે છે અને તેના ચાળા પાડે છે. ગામડાના શિક્ષકોને પણ અનુભવ હશે કે શુધ્ધ ભાષાનો જ ઉપયોગ કરવામાં આવે તો ઘણીવાર વિદ્યાર્થીઓને સમજ પડતી નથી. અને સવાલ પૂછતાં જવાબ જણાતા

હોવા છતાં શુધ્ધ ભાષામાં જવાબ આપી શકતા નથી અને ચૂપ રહે છે. શિક્ષકને ગંભીર વિષયમાં કંઇ કહેવું હોય તો તે વિદ્યાર્થીઓને ગામડી ભાષામાં કહે તો તેઓ સરળતાથી સમજી શકે છે પરંતુ તે જો શુદ્ધ ભાષાનો ઉપયોગ કરવા જાય તો વિદ્યાર્થીઓને સમજ પડતી નથી. શહેરામાં આ બાબતમાં ગામડાં કરતાં ઓછી મુશ્કેલી હોય છે. શિક્ષકની ફરજ છે કે તે વિદ્યાર્થીઓ સમક્ષ બોલતી વેળા પોતાની ભાષાની તુલના ગામડી ભાષા સાથે કરતો રહે અને તેની વિશિષ્ટતાનો ખ્યાલ વિદ્યાર્થીઓને આપતો રહે

ઉપાય:

જો બાળકોને શુદ્ધ ભાષા શીખવવી હોય તો તેમને તેવી જ ભાષા બોલવાનો મહાવરો કરાવવો જોઈએ. શાળાના સમયપત્રકમાં થોડો વખત પરસ્પર ચર્ચા માટે રાખવો જોઈએ. તે વખત બાળક કોઈ પણ વિષય અંગે શુદ્ધ અને સરળ ભાષામાં પોતાના વિચારો વ્યક્ત કરે. શિક્ષક તેઓની ભૂલો સુધારતા રહે અને વારંવાર તેની પાસે શુદ્ધ વાક્ય બોલાવે. જે સ્થળની ભાષા વધુ બગડેલી હોય ત્યાં આ કાર્ય માટે વધુ સમય આપવાની જરૂર છે. જ્યાં સુધી શુદ્ધ ભાષા બોલવાનો થોડોઘણો મહાવરો ન થાય ત્યાં સુધી વાંચવાનું પુસ્તક આપવાથી કંઈ ખાસ ફાયદો થતો નથી. શરૂઆતના છ માસમાં શુદ્ધ ભાષા બોલવાનો અભ્યાસ કરવો જોઈએ. ચર્ચાનો સાર શિક્ષક કાળા પાટીયા પર લખીને વિદ્યાર્થીઓને લખાવે તથા સમજાવે. આ કાર્ય થયા પછી જ પુસ્તક વંચાવવાનું કાર્ય હાથ ધરવું જોઈએ અને બની શકે ત્યાં સુધી શાળામાં શુદ્ધ ભાષાનો ઉપયોગ કરવો જોઈએ. શરૂઆતમાં આ કાર્ય થોડુંક અઘરૂં લાગશે પરંતુ મહાવરો થતાં આ કામ સરળ થઈ જશે. જો વિષય અઘરો હોય અને વિદ્યાર્થીઓ શુદ્ધ ભાષામાં તે સમજી શકતા ન હોય તો તેટલા પૂરતો શિક્ષક ગામડી ભાષામાં સમજાવી શકે. પરંતુ તે કામ પત્યા બાદ શિક્ષકે શુદ્ધ ભાષાના ઉપયોગનો

જ આગ્રહ રાખવો જોઈએ. દરેક વિષય સમજાવવા માટે શુદ્ધ ભાષાનો જ ઉપયોગ થવો જોઈએ. ભાષાની શુદ્ધિ કરતી વેળા વિદ્યાર્થીની ભૂલનું કારણ સ્પષ્ટ રીતે તેને બતાવવું જોઈએ અને વારંવાર શુદ્ધ રૂપનું ઉચ્ચારણ કરાવવું જોઈએ. જ્યારે ભાષા સિવાયના બીજા વિષયો શિખવવામાં ભાષાની ભૂલનું કારણ બતાવવાની જરૂર નથી અને શુદ્ધ રૂપ એક જ વખત બોલાવવાની જરૂર છે.

## ભાષા એક કળા છે, વિજ્ઞાન નથી.

શાળામાં શીખવાના વિષયો બે પ્રકારના હોય છે કે પ્રથમ તો તેવા જેમાં થોડું જ્ઞાન મેળવવાનુ હોય છે. દા ત. ઇતિહાસ, ભૂગોળ, વ્યાકરણ વગેરે. આ વિષયોનો સમાવેશ વિજ્ઞાનમાં થાય છે. બીજા પ્રકારના વિષયો તે છે જેનો હેતુ કોઈ પણ પ્રકારનું કામ કરવાની યોગ્યતા મેળવવાનો છે. જેવી રીતે ચિત્રકામ, નિબંધલેખન, ભાષા, ગણિત. આવા વિષયોનો સમાવેશ કલામાં થાય છે. કેટલીક વાર એવું પણ બને છે કે વિજ્ઞાનના વિષયોમાં કળાનો પણ ઉપયોગ કરવાની જરૂર પડે. જેમ વ્યાકરણના નિયમ જાણવાથી ભાષાના ઉપયોગમાં કેટલીકવાર મદદ મળે છે. આવી જ રીતે કળાઓના વિષયમાં વિજ્ઞાનનો પણ અંશ આવી જાય છે, જેમ ગણિત શીખવાનો મુખ્ય ઉદ્દેશ દાખલો ગણવાની યોગ્યતા મેળવવાનો છે, તોપણ ગણિત શીખવામાં આકડા સંબંધી જ્ઞાન મળે છે. કયો વિષય વિજ્ઞાન છે કે કળા છે તે નક્કી કરતી વેળા તે શીખવવાનું મુખ્ય પ્રયોજન શું છે તે ધ્યાનમાં રાખવું જોઈએ. હવે પ્રશ્ન એ થાય છે કે ભાષા શીખવવાનો મુખ્ય હેતુ શો છે? જ્ઞાન આપવું કે કોઈ પણ કાર્યની યોગ્યતા મેળવવી? વિચાર કરતાં માલુમ પડશે કે મુખ્ય હેતુ ફક્ત બોલવા અને લખવાની યોગ્યતા મેળવવાનો છે. સંભવ છે કે વાંચેલ પુસ્તકોથી થોડું જ્ઞાન પણ મળે પરંતુ તે ઉદ્દેશને મુખ્ય ઉદ્દેશ ન કહી શકાય. જ્ઞાન આપવા માટે ઘણા વિષયો છે. તેથી ભાષા ઉપયોગ કરવા માટે શીખવવામાં

આવે છે: તે વાત નક્કી થાય છે. આથી તેની ગણના કળાઓમાં થવી જોઈએ. કળાઓ શીખવવા માટે વિષયનો અભ્યાસ કરાવવાની જરૂર છે. વિદ્યાર્થી શુદ્ધ ભાષા બોલવા અને લખવાનો જેટલો વધારે મહાવરો રાખશે તેટલી જ સારી રીતે અને સરળતાથી તે ભાષા બોલી અને લખી શકશે. કેટલાક શિક્ષકોનો એવો ખ્યાલ છે કે બાળકોના મગજમાં ગામડી ભાષા એવી રૂઢ થઈ ગઈ છે કે દૂર કરવાની કોશિશ કરવા છતાં વિદ્યાર્થી તે ભૂલી શકશે નહિ. તેથી તેમની ભાષા સુધારવાનો પ્રયત્ન કરવો નકામો છે. શિક્ષકોએ આવી રીતે નિરાશ ન થતાં પ્રયત્નશીલ રહેવું જોઈએ. વારંવાર દોરડું પત્થર સાથે ઘસતાં પત્થર પર પણ લીસોટા પડે છે, તેમ વારંવાર વિદ્યાર્થીઓની ભાષા સુધારવા પ્રયત્ન કરતાં તેની અસર થશે. 'બાર ગાઉએ બોલી બદલાય' એ કહેવત અનુસાર જુદી જુદી જગાઓએ જુદી જુદી બોલીઓ બોલાય છે. કેટલીક જગાઓએ શુદ્ધ ભાષાનો વધારે પ્રચાર થાય છે તેથી ગામડી ભાષાનો પ્રભાવ ઘટી જાય છે.

### વ્યાપાર અને ભાષા.

ઘણાયે શિક્ષકોનો અભિપ્રાય છે કે વ્યાકરણના જ્ઞાન સિવાય ભાષા સારી રીતે આવડતી નથી. પણ તે વાત બરાબર નથી, કારણ કે ભાષાનો ઉપયોગ કરવો તે કલા છે અને કલા અભ્યાસથી આવડે છે. વિદ્યાર્થીઓ વ્યાકરણના નિયમો તો ચપોચપ બોલી જાય છે પરંતુ ભાષા બોલતી વેળા તે જ નિયમોનું ઉલ્લંઘન કરે છે. જે જીલ્લાઓની ભાષા શુધ્ધ નથી તે જીલ્લાના શિક્ષકો સારી ભાષા બોલી કે લખી શકતા નથી. પરંતુ જ્યાં શુદ્ધ ભાષા બોલાય છે તે જીલ્લાના લોકો વ્યાકરણ ન જાણવા છતાં સારી ભાષા બોલી અને લખી શકે છે. આનું કારણ એ છે કે તેમને શુદ્ધ ભાષાના નમૂના બોલવા અને સાંભળવાની તક મળે છે. આગ્રા, લખનૌ, દિલ્હી વગેરે સ્થળોના અભણ મુસ્લીમો એવી સારી શુદ્ધ ઉર્દુ બોલે છે કે મધ્ય પ્રદેશના

વ્યાકરણ જાણનાર ભણેલા મુસ્લીમો પણ તેની શુદ્ધ ઉર્દુ બોલી શકતા નથી. હવે આપણે વિચારવું જોઈએ કે વ્યાકરણનો આધાર ભાષા પર છે, ભાષાનો આધાર વ્યાકરણ પર નથી. લોકો બોલવાનું અને લખવાનું પ્રથમ શીખેલા, અને વ્યાકરણની રચના ત્યારબાદ કરવામાં આવેલી આથી શિક્ષકોએ પ્રથમ ભાષા શીખવવી જોઈએ. અને થોડી ભાષા શિખવ્યા બાદ વ્યાકરણ શિખવવું જોઈએ. નરસિંહ મહેતાના સમયની ગુજરાતી ભાષા આજે બોલાતી નથી. ભાષામાં નવા નવા શબ્દપ્રયોગો અને લોકોક્તિઓનો પ્રયોગ આજકાલની ભાષામાં થઈ રહ્યો છે, તેથી લોકો જૂના શબ્દપ્રયોગો અને લોકોક્તિઓ ભૂલતા જાય છે. વ્યાકરણ પણ વખતોવખત બદલાય છે, તેથી વ્યાકરણનાં પુસ્તકો ભાષા બોલવા અને લખવામાં કેટલાં ઉપયોગી છે વિવાદસ્પદ છે. આનું એક કારણ તે પણ છે કે નાની વયનાં બાળકો વ્યાકરણના નિયમો સરળતાથી સમજી શકતાં નથી, કારણ કે વિષય ગંભીર હોય છે. જો શિક્ષક પરાણે શિખવે તો વિદ્યાર્થીઓ તે વ્યાકરણના નિયમોને ગોખી નાખશે પણ સમજી શકશે નહિ. એવાં ઘણાં ઓછાં બાળકો હશે જેઓ વ્યાકરણ ધ્યાન દઈ શીખતાં અને સમજતાં હોય. વળી આના નિયમો પણ થોડા નથી, ઘણા છે. વિદ્યાર્થીઓ તેટલા બધા શી રીતે યાદ રાખી શકે ? કદાચ યાદ રાખે તોપણ ઉપયોગ કરતી વેળા ભૂલી જાય. આમાં તેમનો દોષ નથી, મનુષ્યનો સ્વભાવ ભૂલવાનો છે. ઉમર લાયક જૂના અને વિદ્વાન ન્યાયાધીશો પણ દેશના કાયદા અને તેના બધા નિયમો ધ્યાનમાં રાખી શક્તા નથી. તેમને પણ અદાલતમાં વારંવાર કાયદાનાં પુસ્તકો જોવાં પડે છે. તો પછી નાનાં બાળકો પાસે આ બધા વ્યાકરણના નિયમો ધ્યાનથી યાદ રાખવાનું તથા ઉપયોગમાં લેવાનું તો કેવી રીતે બની શકે ? જેવી રીતે પાણી પર ઘર બાંધવાનો પ્રયાસ નિષ્ફળ જાય છે તેવી જ રીતે વ્યાકરણના આધારે ભાષા શીખવવાનો પ્રયાસ નકામો જાય છે.

હવે આપણે વ્યાકરણનો કેટલો ભાગ ભાષાના જ્ઞાન માટે ઉપયોગી થઈ શકે છે તે જોઈએ. વર્ણવિચારનો અભ્યાસ કરવાથી શો લાભ થઈ શકે ? કેવળ એટલું જ કે સયુક્ત અક્ષરોવાળા શબ્દોની જોડણીમાં થોડી મદદ મળી શકે છે શબ્દોના આઠ પ્રકાર હોય છે દરેકના કેટલાયે વિભાગ હોય છે નામના જુદા જુદા પ્રકાર હોય છે પ્રાથમિક શાળાત પરીક્ષા ઉત્તીર્ણ થતા સુધી કેટલા નામોનો વિદ્યાર્થીઓ ઉપયોગ કરે છે, નામોની જાતિઓ જાણે છે કે નહિ, આ નિયમોનો ઉપયોગ કરે છે કે નહિ અથવા જેઓ આ નિયમો નથી જાણતા તેઓને ભાષાની મૂઝવણ ચાલુ રહે છે. વિભક્તિના ઉપયોગમા પણ શિક્ષકે આ વાત ધ્યાનમા રાખવી જોઈએ કે વિભક્તિની રચના કરતી વેળા વિદ્યાર્થી ઘણી ભૂલ કરે છે પરન્તુ બોલચાલમા વિદ્યાર્થી બરાબર બોલે છે. અને વ્યાકરણનો અભ્યાસ કરતા પહેલાં પણ આમ જ કરતા હતા તો પછી વ્યાકરણનો અભ્યાસ કરાવવાથી ભાષાના ઉપયોગમા શુ મદદ મળી ? દા. ત આપણે સંધિનુ એક પ્રકરણ લઈએ એક વ્યાકરણમા નીચે મુજબ દાખલા આપેલ છે —

| | |
|---|---|
| ભઉ + ઉક = ભાવુક | વાક્ + ઈશ = વાગીશ |
| પ્રાક્ + મુખ = પ્રાઙ્મુખ | ચિત્ + મય = ચિન્મય |
| અચ્ + અન્ત = અજન્ત | સમ્ + ઋદ્ધિ = સમૃદ્ધિ |
| નિ. + ઝર = નિર્ઝર | ધનુ + ટકાર = ધનુષ્ટકાર |
| પશુવત્ + ગામી = પશુવદ્ગામી | ધિક્ + યાચના = ધિગ્યાચના |

હવે આપણે વિચારીએ કે ઉપરોક્ત દાખલાઓમાથી કેટલા દાખલાનો વિદ્યાર્થીઓ માધ્યમિક શાળાના અભ્યાસ દરમિયાન ઉપયોગ કરવાનો અવકાશ મેળવી શકશે આવી રીતે વ્યાકરણના પ્રત્યેક ભાગ પર વિચાર કરવાથી આપણુ મન જ કહી આપે છે કે, વ્યાકરણનો ઘણો ઓછો ભાગ ભાષાના ઉપયોગમા આવે છે વાક્યપૃથક્કરણ થોડે અંશે ઉપયોગી થઈ પડે છે મારું કહેવુ એવુ નથી કે વ્યાકરણનો અભ્યાસ

કરવાથી કંઈ ફાયદો નથી, ફાયદો જરૂર થાય છે, પરંતુ તેની મદદ વડે ભાષાનું જ્ઞાન મેળવી શકાતું નથી. વ્યાકરણનો અભ્યાસ કરવાથી નીચેના લાભો અવશ્ય થાય છે.

(૧) વિચારશક્તિનો ઉપયોગ.

(૨) અવલોકન કરવાની શક્તિનો ઉપયોગ.

(૩) શબ્દ તથા ઉપવાક્ય સમજવાં.

(૪) સંપૂર્ણરીતે ભાષાનું જ્ઞાન થવું.

આ લાભ જ્યારે ભાષા શીખી લીધા પછી જ બાળકોને વ્યાકરણ શીખવવામાં આવે ત્યારે થાય. ભાષાનું જ્ઞાન મેળવવા વધારે વર્ષો મળે અને શીખનારની વય તે જ્ઞાન સરળતાથી સમજી શકે તેવી પાકટ થઈ હોય એટલે ઓછામાં ઓછી બારેક વર્ષની હોય ત્યારે આ વિષયને ભાષાનું અવલોકન કરીને શીખવવો જોઈએ.

તેથી મારા મન્તવ્ય અનુસાર ભાષાનું શિક્ષણ સંભાષણ દ્વારા જ અપાવું જોઈએ. અને આ રીતે ભાષાનું ઠીક ઠીક શિક્ષણ મેળવ્યા પછી જ પાઠ્યપુસ્તક શરૂ કરવું જોઈએ અને વ્યાકરણ અંતમાં શીખવવું જોઈએ.

## પ્રકરણ ૩ જું

# સંભાષણ દ્વારા પાઠનું શિક્ષણ

બાળવર્ગ : સમય ૧૫ મિનિટ

વર્ગ આગળ અર્ધચંદ્રાકારમાં વિદ્યાર્થીઓને ઊભા રાખીને શિક્ષક આવા પ્રશ્નો પૂછી શકે તથા બાળકો પાસેથી શુદ્ધ ભાષામાં ઉત્તર મેળવે. એક જ પ્રશ્ન કેટલાંક બાળકોને પૂછે.

શિક્ષક — તમારું નામ શું છે ?

ઉત્તર — મારું નામ જયપ્રકાશ છે.

શિક્ષક — (બીજા વિદ્યાર્થીને) આનું નામ શું છે?

ઉત્તર — આનું નામ જયપ્રકાશ છે.

શિક્ષક — (પહેલા વિદ્યાર્થીને) તમારા પિતાનું નામ શું ?

ઉત્તર — તેમનું નામ દેવદાસ છે.

ઉત્તર — આ બાળકને અશોક નામથી બોલાવવામાં આવે છે.

શિક્ષક — તમે કઈ જ્ઞાતિના છો ?

ઉત્તર — મારી જ્ઞાતિ બ્રાહ્મણ છે.

આવી રીતે શિક્ષક વાર્તાલાપ કરતો જાય અને એક પાઠમાં પંદર મિનિટ કરતા વધુ સમય ન લે ઉપરોક્ત પાઠના બાળકો સર્વનામોનો ઉપયોગ શીખશે.' નાના નાના વાક્યો એકઠા કરીને મોટા વાક્યો બનાવવાનો થોડો અભ્યાસ કરશે અને એક જ વાત કેટલીયે રીતે કહી શકાય છે તે પણ શીખશે. સાથેસાથે પોતાનાથી મોટી વયના માણસોને માનપૂર્વક બોલાવવાં જોઈએ. ભલે તેઓ ઘરનાં હોય કે બહારનાં હોય. બાળકો આદરણીય પુરુષો માટે બહુવચનનો ઉપયોગ અનાયાસે શીખી લેશે.

## વાર્તાનો પાઠ.

વાર્તાલાપ સિવાય વાર્તા કહેવી અને બાળકો પાસે કહેવડાવવી તે પણ ભાષા શીખવાની એક રીત છે. શુધ્ધ રીતે વિદ્યાર્થીઓને ભાષા બોલવાની ટેવ પડે, અને કેટલાયે વિચારો ક્રમબધ્ધ કહેવાની શક્તિ મળે તે જ વાર્તા કહેવાનો હેતુ છે. બાળકોને નવું જ્ઞાન ઉપયોગી વાતો કે નીતિનું શિક્ષણ આપવાનો હેતુ નથી. આ માટે વાર્તાનો વિષય સરળ હોવો જોઈએ. આવા પાઠ પ્રાથમિક શાળાના પહેલા, બીજા અને ત્રીજા ધોરણમાં આપવા જોઈએ. જેમ જેમ બાળક લખતાં શીખે તેમ તેમ તેને પાટી અથવા નોંધપોથી પર લખતા શીખવાનો અભ્યાસ કરાવવો જોઈએ. આમ કરવાથી તેને રચનાની તાલીમ મળશે.

## નમૂનાની વાર્તાઃ સિંહ અને ઉંદરની વાર્તા

જૂના વખતમાં એક દિવસ કોઈ એક સિંહ ઘામ ધીખતા ઉનાળામાં ઝાડની છાયા નીચે સૂતો હતો. તે વખતે કેટલાક ઉંદરોએ પોતાના

દરમાંથી નીકળીને સતેજ સિંહ ઉપર દોડાદોડ કરી મૂકી. તેમની એકાએક દોડાદોડથી સિંહ જાગી ગયો. તેથી બધા ઉંદરો અગિયારા ગણી ગયા. પણ એક ગરીબ ઉંદર સિંહના પંજામાં સપડાઈ ગયો. ભયથી ધ્રુજતાં ઉંદરે નમ્રતાથી સિંહને કાલાવાલા કર્યા, "હે પશુઓના રાજા! મારો અપરાધ ક્ષમા કરો. મારી જીંદગી બચાવો. તમે ઘણા જ બળવાન પ્રાણી છો. તમારી આગળ હું કંઈ વિસાતમાં નથી. તેથી મારા જેવા નિર્બળને મારવો તે આપને શોભાસ્પદ નથી. હું આપનો ઉપકાર ભૂલીશ નહિ અને આપની મુશ્કેલીના સમયે હું પણ મદદગાર થઈ પડીશ." આ સાંભળીને સિંહે ગર્વથી હસતાં ઉંદરને જવાબ આપ્યો કે, "તારા જેવું તુચ્છ પ્રાણી મને કેવી રીતે મદદ કરી શકે? કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી? મને મદદ કરવાની વાત કરીને તું તારી મૂર્ખાઈ પ્રગટ કરે છે. તોપણ મને દયા આવવાથી તને મારી નાખતો નથી. માટે તું જતો રહે."

અભિમાન કોઈનું છાજતું નથી. વખત જતાં કમનસીબે સિંહ એક દિવસ શિકારીની જાળમાં ફસાયો. તેને જાળમાંથી છોડાવે તેવું કોઈ ન હતું. સિંહ મોટેથી મદદ માટે બૂમો પાડવા લાગ્યો. પાસેના જ દરમાં રહેતો ઉંદર તેની બૂમો સાંભળીને બહાર આવ્યો અને પોતાના મિત્ર સિંહને જાળમાં ફસાયેલો જોયો. "ઉંદરે કહ્યું. દોસ્ત! તું શોક કરીશ નહિ, હું તરત જ જાળ કાપી નાખીને તને છૂટો કરું છું." એમ કહીને તે ઉંદરે પોતાના તીક્ષ્ણ દાંત વડે જાળ કાપી નાખી. જાળની બહાર આવેલા સિંહે આનંદમાં આવી ઉંદરને કહ્યું કે, "હે મિત્ર! તેં મને જીવનદાન આપીને મારા પર મોટો ઉપકાર કર્યો છે, તારી કૃતજ્ઞતા પ્રશંસાપાત્ર છે. પોતાના બળના ગર્વથી નાના પ્રાણીની પણ કોઈએ અવગણના કરવી જોઈએ નહિ એમ મેં આજે જાણ્યું. મેં પહેલાં અભિમાનનાં વાક્યો કહ્યાં હતાં તે યાદ કરતાં હું આજે શરમથી નીચું જોઉં છું." પછી ઉંદર ફરી પોતાના દરમાં પેસી ગયો.

શિક્ષક આ વાર્તા બાળકોને સ્પષ્ટ રીતે ધીરે ધીરે કહે, એકએક વાક્યો કહીને બાળકોને પ્રશ્નો પૂછી પુનરાવર્તન કરે. આવી રીતે જ્યારે વાર્તા પૂરી થાય ત્યારે બાળકોને આખી સળંગ વાર્તા કહેવરાવવાની કોશિષ કરે. વાર્તા કહેતી વેળા જે વાક્ય બોલવામાં આવે તે સરળ હોવા જોઈએ એક દિવસના પાઠમા બે અથવા ત્રણથી વધારે નવા શબ્દો અથવા કહેવતો ન આવે. વાર્તા એક જ દિવસમાં પૂરી થાય તેવું જરૂરી નથી પણ શરૂમાં એવી જ વાર્તાઓ કહેવી જે એક જ દિવસમાં પૂરી થઈ જાય. જ્યારે શિક્ષક વાર્તા કહી રહે ત્યારે એક વખત આખીયે વાર્તા પ્રશ્નો દ્વારા બાળકો પાસે કહેવરાવે કહેવરાવતી વેળા નવા શબ્દો અને કહેવતોનો ઉપયોગ કરવાનું ધ્યાનમાં રાખે.

અંતમાં આખીએ વાર્તા એક સાથે કહેવરાવવી. પહેલાં હોશિયાર વિદ્યાર્થીઓ મારફત અને પછી નબળા વિદ્યાર્થીઓ મારફત કહેવરાવી. વાર્તા સાંભળતી વેળા વાર્તા કહેનાર વાર્તા ક્રમ અનુસાર કહે છે કે નહિ? કોઈ વાત ભૂલી જતો તો નથી ને? વાક્યોનો એકબીજા સાથે સંબંધ જળવાઈ રહે છે? સર્વનામના ઉપયોગમાં અર્થ અસ્પષ્ટ નથી? ભાષા શુદ્ધ છે કે નહિ? ગામડી ભાષા અથવા ખોટાં ઉચ્ચારણોનો ઉપયોગ તો નથી થતો? વગેરે બાબતો શિક્ષકે ધ્યાનમાં રાખવી જોઈએ. જ્યાં ભૂલ હોય ત્યાં રોકીને અથવા પ્રશ્નો પૂછીને વાર્તા સુધરાવવી જોઈએ. સુધારો કરીને વાક્ય ફરી બોલવાનું કહેવું. વર્ગના બીજા વિદ્યાર્થીઓને પણ ભૂલો સુધારવા કહેવું.

પહેલા, બીજા અને ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને થોડી વાર્તા સંભળાવવી જોઈએ. ઉપલાં ધોરણોમાં ભાષા થોડી કઠિન થવી જોઈએ. જો આપણે સિંહ અને ઉંદરની વાર્તા કહેવી હોય તો તેની ભાષા આવી રીતે બદલીને કહી શકાય છેઃ–

ગ્રીષ્મ ઋતુના તાપમાં એક સિંહ એક ઝાડની છાયા નીચે સૂતો હતો ત્યારે કેટલાક ઉંદરો તેના શરીર પર કૂદવા લાગ્યા. દુર્ભાગ્યવશ એક ઉંદર પકડાઈ ગયો. સિંહ તેને મારી નાખત, પરંતુ ઉંદરે ખૂબ જ આજીજી કરી તેથી તેને છોડી મૂક્યો. ઉંદરે સિંહને પ્રસંગ પડયે મદદ કરવાનું વચન આપ્યું, પણ સિંહ :અભિમાનથી તેને હલકો ગણવા લાગ્યો કે આ નાનકડો ઉંદર વળી મને શું મદદ કરવાનો છે? તે જ સિંહ એક વખત શિકારીની જાળમાં ફસાઈ ગયો ત્યારે ઉંદરે તેની જાળ દાંત વડે કાપીને તેને છૂટો કર્યો. તેથી નાના ગણાતા માણસો પણ વખત પડયે મોટાને પણ કામ લાગે છે તેવો બોધપાઠ મળે છે

આ રીતે ભાષાને વધારે યુક્ત કરી શકીએ છીએ અને ટૂંકમાં વધુ અર્થ સમાવી શકીએ છીએ.

## પ્રકરણ ચોથું

### વાંચતાં કેમ શિખવવું ?

**વાંચતાં શિખવવાની પ્રચલિત રીતો :—**

વાર્તાલાપ અને વાર્તાઓની સાથે સાથે વાંચતાં શીખવવાનું પણ શરૂ કરવું જોઈએ. તેની મુખ્ય બે રીતો છેઃ એક તો પ્રથમ અક્ષર શિખવવા, પછી જોડાક્ષર શિખવવા, પછી શબ્દો અને પછી વાક્યો શિખવવાં. આ રીત વધારે પ્રચલિત છે અને સ્વભાવિક પણ છે. કારણ કે અક્ષરોથી શબ્દો બને છે અને શબ્દોથી વાક્ય બને છે. આ પદ્ધતિમાં છૂટા છૂટા અક્ષરોનો કંઈ અર્થ નિકળતો નથી એ મોટો દોષ છે. જ્યાં સુધી બાળક અક્ષરોનો શબ્દો અને વાક્યોમાં ઉપયોગ ન કરે ત્યાં સુધી તેને ભણવાનું નિરસ લાગે છે. અક્ષર શીખવતાં બેત્રણ માસ લાગી જાય છે. અને ત્યાં સુધી ભણવામાં વિદ્યાર્થીઓનું ધ્યાન રહેતું નથી. જો અક્ષર શિખવતી વેળા બાળકોને કહેવામાં આવે કે આ અક્ષર તમારૂં નામ લખવામાં આવે છે. અને તેનું નામ લખીને તે અક્ષર બનાવે તો તે ઘણા આનંદથી વાચે છે. અને સરળતાથી યાદ કરી લે છે. આનું કારણ કેવળ એ છે કે આ અક્ષરનો ઉપયોગ તે પ્રત્યક્ષ જુએ છે.

## પૃથક્કરણ પદ્ધતિ (Look and say Method)

આ બીજી પધ્ધતિ છે, અને પહેલી પધ્ધતિથી બીલકુલ જુદી છે. અક્ષર યા શબ્દ વંચાવ્યા સિવાય વાકય ભણાવવું શરૂ થઈ જાય છે. તેનો શિક્ષણક્રમ એવો હોય છે કે શિક્ષક થોડાં વાકય કાળા પાટીયા ઉપર મોટા અને સ્પષ્ટ અક્ષરોમાં લખીને વર્ગ આગળ મૂકી દે છે. દા. ત. નીચેનાં વાકયો પાટીયાપર લખ્યાં છેઃ—

મોહનલાલ બજારમાં જાય છે.

કિશોરીલાલ બજારમાં જાય છે.

શંકરલાલ બજારમાં જાય છે.

મધુસુદન બજારમાં ગયો.

કાન્તિલાલ બજારમાં ગયો.

રણછોડલાલ ઘેર ગયા.

શિક્ષક લાકડી લઈ એક એક શબ્દ બાળકોને બતાવતો જાય છે. અને શબ્દનો ઉચ્ચાર કરતો જાય છે. બાળક પણ જોતા જાય છે અને ઉચ્ચાર કરતા જાય છે.

આવી રીતે જ્યારે બેત્રણ વખત વંચાવી લે ત્યારે કોઈ પણ હોશિયાર બાળક મારફત વંચાવે અને દરેક શબ્દ ઉપર લાકડી મુકાવે. પછી મધ્યમ શ્રેણીના બાળકો મારફત અને છેવટે સાધારણ શ્રેણીના બાળકો મારફત પાઠ વાંચવાનું કહે. થોડા અભ્યાસ પછી તે બાળકો શબ્દો ઓળખવા લાગી જશે.

આ દાખલાઓમાં એક જ શબ્દ કેટલાયે વાકયોમાં જોવા મળે છે અને વાંચતી વેળા એક જ ઉચ્ચારણ કેટલીકવાર આવે છે. આ શબ્દો

જોઈને બાળકોને ઉચ્ચારનો પણ ખ્યાલ આવશે અને શબ્દો જોઈ તેને ઓળખવા લાગશે. મોટા થયા બાદ આપણે બધા આવી જ રીતે ભણીએ છીએ. આપણે એક એક અક્ષર અને તેનો સંબંધ જોતા નથી. શબ્દ જોઈ તરત જ ઓળખી જઈએ છીએ. આવી રીતે ભણાવવાથી વિદ્યાર્થીઓ શીખી જાય છે અને સુગમતા અને શુદ્ધતાથી વાંચી શકે છે. પહેલી પદ્ધતિમાં શીખ્યા બાદ પણ અટકી અટકીને વાંચે છે, જયારે શબ્દો ઓળખી લે ત્યારે આપણે અક્ષરો ઓળખવા માટે નીચે આપેલા પ્રયોગ કરી શકીએ છીએ.

| | | | | |
|---|---|---|---|---|
| રામ | રાજા | વડ | ફળ | નર |
| રમા | રજા | વાડ | ફાલ | નાર |
| રોમ | રાજ | વાડી | ફૂલ | નીર |
| રમ | રજ | વડુ | ફેલ | નૂર |

આવી રીતે ચાર પાંચ શબ્દોનું એક એક જૂથ લઈને શિક્ષક દરેક શબ્દ બતાવતો જાય, તેના ઉચ્ચાર કરતો જાય, પછી બાળકોને વાંચવાનું કહેવામાં આવે. જેટલી હોશિયારીથી શિક્ષક શબ્દોનો સમૂહ પસંદ કરશે તેટલી ઝડપથી તે વિદ્યાર્થી અક્ષરો અને માત્રાઓ શીખશે. ભાષાઓમાં અંગ્રેજી ભાષાને છોડીને લગભગ જેવું બોલાય છે તેવું લખાય છે. તેથી શિક્ષકો અક્ષરો આ રીતે જલદી શીખવી શકશે. આ રીતે શીખવવામાં એ લાભ છે કે શરૂઆતથી જ બાળકો યોગ્ય શબ્દો અને વાક્યો શીખે છે અને તેજ કારણથી તેઓનું મન અભ્યાસમાં ચોંટે છે, જયારે અક્ષર શીખવવાનો વખત આવે છે ત્યારે અક્ષરનો અર્થ પણ સમજી શકે છે કારણકે તે અક્ષરોનો ઉપયોગ શબ્દોમાં જોયો હોય છે. આ પદ્ધતિને અંગ્રેજીમાં Look and say Method કહે છે.

### પૃથક્કરણ પધ્ધતિ (Look and say Method)

આ બીજી પધ્ધતિ છે, અને પહેલી પધ્ધતિથી બીલકુલ જુદી છે. અક્ષર યા શબ્દ વંચાવ્યા સિવાય વાકય ભણાવવું શરૂ થઈ જાય છે. તેનો શિક્ષણક્રમ એવો હોય છે કે શિક્ષક થોડાં વાકય કાળા પાટીયા ઉપર મોટા અને સ્પષ્ટ અક્ષરોમાં લખીને વર્ગ આગળ મૂકી દે છે. દા. ત. નીચેનાં વાકયો પાટીયાપર લખ્યાં છેઃ–

મોહનલાલ બજારમાં જાય છે.

કિશોરીલાલ બજારમાં જાય છે.

શંકરલાલ બજારમાં જાય છે.

મધુસુદન બજારમાં ગયો.

કાન્તિલાલ બજારમાં ગયો.

રણછોડલાલ ઘેર ગયા.

શિક્ષક લાકડી લઈ એક એક શબ્દ બાળકોને બનાવતો જાય છે. અને શબ્દનો ઉચ્ચાર કરતો જાય છે. બાળક પણ જોતા જાય છે અને ઉચ્ચાર કરતા જાય છે.

આવી રીતે જ્યારે બેત્રણ વખત વંચાવી લે ત્યારે કોઈ પણ હોશિયાર બાળક મારફત વંચાવે અને દરેક શબ્દ ઉપર લાકડી મુકાવે. પછી મધ્યમ શ્રેણીના બાળકો મારફત અને છેવટે સાધારણ શ્રેણીના બાળકો મારફત પાઠ વાંચવાનું કહે. થોડા અભ્યાસ પછી તે બાળકો શબ્દો ઓળખવા લાગી જશે

આ દાખલાઓમાં એક જ શબ્દ કેટલાયે વાકયોમાં જોવા મળે છે અને વાંચતી વેળા એક જ ઉચ્ચારણ કેટલીકવાર આવે છે. આ શબ્દો

જોઈને બાળકોને ઉચ્ચારનો પણ ખ્યાલ આવશે અને શબ્દો જોઈ તેને ઓળખવા લાગશે. મોટા થયા બાદ આપણે બધા આવી જ રીતે ભણીએ છીએ. આપણે એક એક અક્ષર અને તેનો સંબંધ જોતા નથી. શબ્દ જોઈ તરત જ ઓળખી જઈએ છીએ આવી રીતે ભણાવવાથી વિદ્યાર્થીઓ શીખી જાય છે અને સુગમતા અને શુદ્ધતાથી વાંચી શકે છે. પહેલી પદ્ધતિમાં શીખ્યા બાદ પણ અટકી અટકીને વાંચે છે, જ્યારે શબ્દો ઓળખી લે ત્યારે આપણે અક્ષરો ઓળખવા માટે નીચે આપેલા પ્રયોગ કરી શકીએ છીએ.

| | | | | |
|---|---|---|---|---|
| રામ | રાજા | વડ | ફળ | નર |
| રમા | રજા | વાડ | ફાલ | નાર |
| રોમ | રાજ | વાડી | ફૂલ | નીર |
| રમ | રજ | વડુ | ફેલ | નૂર |

આવી રીતે ચાર પાંચ શબ્દોનું એક એક જૂથ લઈને શિક્ષક દરેક શબ્દ બતાવતો જાય, તેના ઉચ્ચાર કરતો જાય. પછી બાળકોને વાંચવાનું કહેવામાં આવે. જેટલી હોશિયારીથી શિક્ષક શબ્દોનો સમૂહ પસંદ કરશે તેટલી ઝડપથી તે વિદ્યાર્થી અક્ષરો અને માત્રાઓ શીખશે. ભાષાઓમાં અંગ્રેજી ભાષાને છોડીને લગભગ જેવું બોલાય છે તેવું લખાય છે. તેથી શિક્ષકો અક્ષરો આ રીતે જલદી શીખવી શકશે. આ રીતે શીખવવામાં એ લાભ છે કે શરૂઆતથી જ બાળકો યોગ્ય શબ્દો અને વાક્યો શીખે છે અને તેજ કારણથી તેઓનું મન અભ્યાસમાં ચોંટે છે, જ્યારે અક્ષર શીખવવાનો વખત આવે છે ત્યારે અક્ષરનો અર્થ પણ સમજી શકે છે કારણકે તે અક્ષરોનો ઉપયોગ શબ્દોમાં જોયો હોય છે. આ પદ્ધતિને અંગ્રેજીમાં Look and say Method કહે છે.

## પદ્ધતિનો નિર્ણય

આ બે પદ્ધતિઓમાંથી શિક્ષકને જે પદ્ધતિમાં શીખવવામાં શ્રદ્ધા હોય તે જ પદ્ધતિમાં વિદ્યાર્થીઓને શીખવવું જોઈએ. જો પહેલી પદ્ધતિમાં શીખવવું હોય તો બાળકોને શીખવામાં વધારે અઘરૂં ન પડે તેવી રીતે અક્ષરો અને માત્રાઓ શીખવવાનું કામ કરવું જોઈએ. આની કેટલીક રીતો છે. તેમાંની એક રીત એ છે કે બીજાના બનેલા અક્ષરો પાટીપર ચોંટાડીને અથવા રંગીન બટનોના અક્ષરો સીવડાવીને તે પાટીઓ રમવા માટે બાળકોને આપે અને રમતમાં જ તે અક્ષર ઓળખવાનું શીખવે. દરેક બાળકને પોતાની પાટી ઓળખવાનું કહેવામાં આવે અને તે પાટીઓના જુદાં જુદાં નામો રાખવામાં આવે. પછી તે પાટીઓને ભેગી કરીને મૂકી દેવામાં આવે અને પછી બાળકોને પોતાની પાટી શોધી લેવાનું કહેવામાં આવે. આમ કરવાથી થોડા જ વખતમાં બાળકો બતાવેલ અક્ષરો ઓળખવા લાગી જશે. બીજી રીત ચિત્રો સાથે અક્ષરો શીખવવાની છે. આજકાલ આવી ઘણીયે ચોપડીઓ મળે છે જેમાં વસ્તુઓનાં નામ સહિતનાં ચિત્રો આપેલાં હોય છે. ચિત્રોની મદદથી બાળકો અક્ષરોને રમતાં રમતાં જ ઓળખવા લાગે છે. એક ત્રીજી રીત પણ છે, જેનાથી બાળકો વગર મુશ્કેલીએ અક્ષરો શીખી લે છે. આ ચોપડીમાં ચિત્રો હોય છે. દરેક ચિત્ર સાથે એક કવિતા પણ હોય છે, જેમાં અક્ષર બનાવવાની વિધિ આપેલી હોય છે, આ પદ્ધતિ અનુસાર બાળકો ગાતાં જશે, અક્ષરો બનાવતાં જશે અને તસ્વીર તરફ જોતાં જશે અને અક્ષરોને ઓળખી જશે. આજકાલ લાકડાના ટુકડાના બનાવેલ અક્ષરો તથા મીઠાઈના બનાવેલ જુદા જુદા અક્ષરો પણ મળે છે. તેનાથી બાળકો અક્ષરો આનંદથી શીખે છે, આવી પદ્ધતિથી બાળકો અક્ષર શીખવાનું નિરસ કામ રમતાં રમતાં શીખી જાય છે. પણ આવી રીતે જેમ બાળક બેત્રણ અક્ષરો શીખે કે તરત જ તે અક્ષરો દ્વારા શબ્દો બનાવવાનું શીખવવું જોઈએ, દા. ત. નમ, મન, વડ, ઘડ, ગમન, મગન ઈત્યાદિ.

**અક્ષરો શીખવવાનો ક્રમ :—**

અક્ષરો શીખવવાનુ કામ વર્ણમાળા પ્રમાણે જ થવું જોઈએ તે જરૂરી નથી. કારણ કે અ, આ, ઋ આ અક્ષરો લખવામાં વધારે કઠિન છે. સૌથી સહેલા ગ, મ, ન, ભ છે. દા. ત. અક્ષરોને આ ક્રમમાં ગોઠવી શકાય.

૧. ગ, મ, ન, ભ, ઞ.
૨. ર, ણ, સ, એ, ઐ, શ.
૩. ટ, ઠ, ડ, ઢ, ૮.
૪. વ, બ, ક, ખ, ચ.
૫. પ, ફ, ષ, અ, આ, ઓ, ઔ, અં, અ.
૬. ઙ, ઇ, ઈ, હ, ળ.
૭. ય, થ.
૮. ઘ, છ, ધ.
૯. જ, ઝ, ત, લ, ઉ, ઊ, ક્ષ, ત્ર, ઋ, ૠ.

**ઉચ્ચારણ :-**

નીચે લખેલા અક્ષરોના ઉચ્ચારણમાં બાળકોને વધુ મુશ્કેલી પડે છે:—ઙ, ઞ, ણ, શ, ષ, ઋ, ૠ. આ અક્ષરોના ઉચ્ચાર પર શરૂઆતમાં વધારે ધ્યાન આપવાની જરૂર નથી. કારણ કે આ અક્ષરોનો ઉપયોગ જ્યારે શબ્દોમાં મળશે ત્યારે તેના શુદ્ધ ઉચ્ચાર આવડી જશે. ઋ, ના ઉચ્ચારમાં ઘણીવાર ભૂલ થાય છે તે તરફ ધ્યાન રાખવાની જરૂર છે.

**લેખનકાર્ય શીખવવાની પદ્ધતિ :—**

અક્ષરો લખતી વખતે જેટલા મોટા અક્ષરો લખી શકાય તેટલા મોટા લખાવવા તરફ ધ્યાન આપવું જોઈએ. નાનાં બાળકોને નના

અક્ષરો લખવામા મુશ્કેલી પડે છે, કારણ કે નાના અક્ષરોના રૂપમા જે અતર છે તે સરળતાથી ઓળખી શકવાની તેમની આખોમા યોગ્યતા હોતી નથી જો નાના અક્ષરો શરૂથી શીખવવામા આવે તો તેમની આખોને નુકશાન થવાનો ભય રહે છે. નાના બાળકોને વાચના માટે જે અક્ષરો લખવામા આવે તે લગભગ ૨ થી ૨॥ ઈંચ લાબા પહોળા હોવા જોઈએ અને સ્લેટ પર ૧ થી ૧॥ ઈંચ જેવડા અક્ષરો લખવા જોઈએ. આ દેશમા ચાકથી લાકડાની પાટીઓ પર અક્ષર લખવાની પ્રથા હતી તે ખોટી ન હતી, કારણ કે આ પ્રથા દૂર થવાથી છોકરાના અક્ષરો બગડતા જાય છે. શા માટે આ પદ્ધતિ બધ કરવામા આવી છે તેની કઈ સમજ પડતી નથી આ પદ્ધતિ ફરીથી ચાલુ કરવી જોઈએ પણ તેનો ઉપયોગ પહેલા અને બીજા વર્ગ પૂરતો મર્યાદિત રહેવો જોઈએ. લેખન શીખવવાનો ક્રમ નીચે જણાવ્યા મુજબ રાખી શકાય —

૧ બીજો અથવા કોડીઓથી જમીન પર અક્ષરો બનાવવા. આ રીતથી અક્ષરો ઓળખતા શીખવી શકાય છે

૨ રેત પર લાકડીના ઉપયોગથી આ રીતે લખવામા આખા હાથનો ઉપયોગ થાય છે

૩. કાળા પાટીયા પર ચોકથી. આમા પણ આખા હાથનો ઉપયોગ થાય છે

૪ સ્લેટ પર પેનથી અગર કાગળ પર પેન્સીલથી. આમા આખો હાથ ચલાવવાની જરૂર પડતી નથી પણ કાડા તથા આગળીઓનો ઉપયોગ થાય છે, હાથના ઉપયોગ કરતાં આ ઉપયોગ અઘરો છે.

૫ લાકડાની પાટી પર કલમથી. આમા કલમ પકડવાની કઠિનાઈ તો હોય છે, પણ ધીરે ધીરે અક્ષરો સારા થતા જાય છે અને લખેલુ ભૂસી પણ શકાય છે

૬. નોટ પર શાહી અને કલમથી. આમાં લખેલું ભૂસી શકાતું નથી. તેથી આમાં વધારે કાળજીની જરૂર છે.

ક્રમ નં. ૩ થી ૬ સુધી પહેલા અક્ષરો પર હાથ ફેરવે અને પછી સ્વતંત્રતાપૂર્વક લખે તે જરૂરી છે આવી રીતે લખવાનું કામ બહુ સરળ બની જાય છે.

## પ્રકરણ ૫

# બારાક્ષરી અને જોડાક્ષરો

### બારાક્ષરી અર્થાત્ વ્યંજન અને સ્વર

જ્યારે બાળક અક્ષર શીખી જાય ત્યારે બારાક્ષરી શરૂ કરવી જોઈએ, કારણ કે તેના અભ્યાસમાં પણ બાળકોને રસ પડતો નથી, તેથી બારાક્ષરીનો શબ્દોમાં પ્રયોગ કરીને શિક્ષક વિદ્યાર્થીઓને બતાવે તે જરૂરી છે. માની લો કે શિક્ષકને આકારાન્ત શબ્દોનો ઉપયોગ શીખવવાનો છે. તો પ્રથમ શિક્ષક એવા જ શબ્દોને પસંદ કરે જેમાં માત્રાઓ ન હોય દા. ત. રજ=ધૂળ. શિક્ષક આને કાળા પાટીયા પર લખીને વંચાવે. પછી નીચે રાજ, રાજા, રજા એમ શબ્દો લખે અને બાળકોને બતાવે. બાળક તેમનાં રૂપ ધ્યાનથી જુએ અને તેજ રૂપદે હાથથી લખે અને મોઢેથી તે શબ્દોનો ઉચ્ચાર કરે. આવી રીતે બીજી માત્રાઓ પણ શીખવવી જોઈએ. ઉપર લખેલી પદ્ધતિ અનુસાર જ્યારે બાળકો માત્રાઓનો ઉપયોગ શીખી જાય ત્યારે ક્રમબદ્ધ માત્રાઓ શીખવવી જોઈએ. જ્યારે આ કામ થઈ જાય ત્યારે બેત્રણ અક્ષરો સાથે માત્રાઓ લઈને જે અક્ષરો બની શકે તે બનાવવાનો પ્રયત્ન

કરવો જોઈએ. દા.ત. ક અને મ. હવે વર્ગને કહેવામાં આવે કે આ બે અક્ષરોમાં માત્રાઓ લગાડીને જે અક્ષર બની શકે તે બનાવો. કમ, કામ, કેમ, કમી, કોમ, કુકુંમ, મા, કાકા, મામા, વગેરે બાળક જેનો અર્થ ન જાણતાં હોય તેવા શબ્દો બાળકોને શરૂઆતમાં ન બતાવવા જોઈએ. આવા પ્રકારના અભ્યાસમાં બાળકોનું મન ઘણું ચોંટે છે, અને તેથી બારાક્ષરી સરળતાથી શીખી લે છે. તે યાદ રાખવું જરૂરી છે કે જે જે શબ્દો બાળક વાંચતાં જાય તેમનો ઉપયોગ સરળ વાક્યોમાં કરાવવો જોઈએ. કારણ કે વાક્યોથી જેટલો પૂર્ણ અર્થ નીકળે છે તેટલો શબ્દોથી નથી નીકળતો. બારાક્ષરી શીખવવી વખતે એક વાત વિશેષ ધ્યાનમાં રાખવી જોઈએ કે જ્યારે કોઈ પણ સ્વરની વ્યંજન સાથે જોડણી થાય છે ત્યારે તે સ્વરનો થોડો ભાગ લખવામાં આવે છે અને બાકીનો ભાગ છોડી દેવામાં આવે છે. તો જે ભાગ છોડી દેવામાં આવે છે તેનાથી સ્વરની બાળકોને ઓળખાણ બરાબર હોતી નથી માટે તે સમજાવવું જોઈએ.

અ, આ, એ, ઔ અં, અઃ આ ૭ સ્વરોમાં અનુરૂપ બધામાં સરખું છે. તેથી બારાક્ષરી લખવામાં તેને પડતાં મૂકી દેવામાં આવે છે. જેવી રીતે કાકા શબ્દમા કને (ા) લગાડવાથી કા શબ્દ બની જાય છે. કારણ કે કમાં અ પહેલાંથી મોજૂદ છે. આવી રીતે બીજા અક્ષરો માતા, કવિ, નદી, ભાનુ, રમૂજ, મોહન, ઔષધ, અંદર, દુઃખ વગેરેમાં પણ જુદા સ્વરો જોડાય છે. બાળકોના મનમાં આ પ્રમાણે વિશ્વાસ ઉત્પન્ન કરવો જોઈએ કે બારાક્ષરી વિદ્વાન માણસોએ વિચાર કરીને જ બનાવી છે. કેટલીક શાળાઓમાં તો આવાં નામો ગોખાવવામાં આવે છે. પણ આમાં લાભ ઓછો અને મહેનત વધુ હોય છે, કારણકે માત્ર ગોખી પાડવાથી બાળકોને વ્યંજન તો સમજમાં આવતા જ નથી પણ જ્યારે કામ પડે છે ત્યારે બાળકો તે શબ્દોના અર્થ પણ જાણતા નથી.

આ માટે આવી રીતે અક્ષરો ગોખાવવાથી કંઈ લાભ થતો નથી. કારણ કે જ્યારે અક્ષરોનો ઉપયોગ થાય છે ત્યારે જ તે સાર્થક બને છે અને બાળકોને પણ તે સમજવા પ્રત્યે રૂચિ પણ થાય છે.

## જોડાક્ષર

બારાક્ષરી શીખ્યા બાદ જોડાક્ષરો શરૂ કરવા જોઈએ અને આની પદ્ધતિ પણ બારાક્ષરી જેવી જ છે. આ શીખવવા માટે શિક્ષકે કાળા પાટીયાપર કોઈપણ અક્ષર લખવાનો આરંભ કરવો અને બાળકોને પૂછવું કે તે કયો અક્ષર બનાવેલ છે. આ ભેદ શીખવવા માટે શિક્ષકે આમ કરવું જોઈએ, માની લો કે શિક્ષકે એક આડી લીટી અને એક ઉભી લીટી બનાવી તો બાળકો શિક્ષક કયો અક્ષર બનાવી રહ્યા છે તે બતાવી નહિ શકે. પણ જો ઉભી લીટીને નીચે ગોળાકાર રૂપ આપવામાં આવે તો બાળક તે કયો અક્ષર છે તે બતાવી શકશે. આવી રીતે મુખ્ય અને ગૌણ ભાગોની ઓળખાણ થયા બાદ જોડાક્ષરો શરૂ કરવા જોઈએ કારણકે કેટલીક જગાએ જોડાક્ષરો અર્થવાળા નથી હોતા, અને ક્યાંક ક્યાંક તો તેમના ઉચ્ચારમાં પણ મુશ્કેલી પડે છે. દા. ત. ક્ષ, કૃષ, રૃચ, ચ્છ, ટ્ટ, ડ્ડ. ત્ત, દ્દ્ર્ય, ર્ટ, વગેરે આ માટે આ અક્ષરોનો ઉપયોગ પણ સાર્થક શબ્દો સાથે જ શીખવવો જોઈએ. પહેલાં એવા શબ્દો શીખવવા જોઈએ, જેમાં પહેલાં જોડાક્ષર આવ્યા હોય. શિક્ષક બાળકોને પૂછે કે કયા કયા અક્ષરો જોડેલા છે? શિક્ષક તેમને કહે કે જે અક્ષર અપૂર્ણ લખવામાં આવે છે તેનો ઉચ્ચાર પહેલા કરવામાં આવે છે. આ રીતે બનાવવાથી વિદ્યાર્થીઓને શીખવામાં કંઈ મુશ્કેલી પડશે નહિ. પહેલાં જોડાક્ષરને છૂટો પાડીને વંચાવે અને પછી એક સાથે વંચાવે આમ અભ્યાસ કરાવવાથી બાળકને શુદ્ધ ઉચ્ચાર કરવાની ટેવ પડી જશે. કેટલાક દાખલાઓ નિયમ વિરૂદ્ધ પણ મળશે પણ ત્યાં બાળકોને સમજાવવું જોઈએ કે નિયમ પ્રમાણે જોડાક્ષર બનાવવો વધારે અઘરો લાગે છે. જેમ કે માર્ગ અને

(બ) જેમનો ઉપયોગ બાળકો થોડો ઓછો કરે છે.

સ્+ત = સ્ત સુસ્તી, મસ્તી, પુસ્તક, હિન્દુસ્તાન વગેરે.

ખ્+ય = ખ્ય ખ્યાલ, મુખ્ય, ખ્યાતિ વગેરે.

ગ્+ય = ગ્ય અગ્યાર, વાગ્યું, માગ્યું, વગેરે.

ત્+ય = ત્ય ત્યાગ, ત્યારે, ત્યાં, વગેરે.

ધ્+ય = ધ્ય ધ્યેય, ધ્યાને, મધ્ય, વગેરે.

બ્+દ = બ્દ શબ્દ, અબ્દુલ, અબ્ધિ વગેરે.

શ્+ન = શ્ન પ્રશ્ન.

શ્+ય = શ્ય શ્યામ, અવશ્ય, વૈશ્ય, વગેરે.

સ્+થ = સ્થ સ્થાન, સ્થળ, સ્થૂલ, સ્થાપિત વગેરે..

જ્+જ = જ્જ સજ્જડ, લજ્જા, સજ્જન, વગેરે

ષ્+ય = ષ્ય શિષ્યા, વગેરે.

(૨) જેમને ઓળખવામાં થોડી મુશ્કેલી પડે છે :—

(અ) વધારે ઉપયોગી

ર્+દ = ર્દ મર્દ, દર્દ. ગીર્દી, વગેરે.

પ્+ર = પ્ર પ્રસાદ, પ્રલ્હાદ, પ્રથમ. પ્રેમ, વગેરે.

ત્+ત = ત્ત વત્તા, બત્તી, સત્તા, વગેરે.

દ્+ધ = દ્ધ બુદ્ધિ, શુદ્ધિ. પ્રસિદ્ધ વગેરે.

(બ) ઓછા ઉપયોગી

ર્+ખ ર્ખ મુર્ખ, વગેરે.

ગ્+ર ગ્ર ગ્રામ, અગ્ર વગેરે.

ર+પ ર્પ સર્પ, દર્પ, વગેરે.

આમ, આ નિયમ વધારે સ્પષ્ટતાથી બતાવવા વ્યાકરણના પુસ્તકનો ઉપયોગ કરવો.

## શિક્ષણક્રમ .

એક જ દિવસમાં બે અથવા ત્રણથી વધારે જોડાક્ષરો ન શીખવવા. જૂનાં પુસ્તકોમાં એક સાથે ઘણા જોડાક્ષરો હોય છે, તેમ ન કરવું જોઈએ. એક પાઠમાં લગભગ ત્રીસ જોડાક્ષરો હતા અને બીજા પાઠમાં બેતાલીસ. જે ચોપડીઓમાં આવા જોડાક્ષરોનું પ્રમાણ વધારે હોય તેવી ચોપડીને તિલાંજલી આપવી જોઈએ અથવા એમ સમજી લેવું જોઈએ કે આ પુસ્તક જોડાક્ષર શીખવવાના હતુ માટેનું નથી. તેમાંથી બેત્રણ વાક્યો એક દિવસમાં ભણાવવાં જોઈએ અને બાકીના વખતમાં આગળના પાઠો વંચાવવા જોઈએ. જોડાક્ષરો શીખવવામાં ઉતાવળ કરવી જોઈએ નહિ, ધીરે ધીરે શાંતિથી શીખવવા જોઈએ. પહેલાં નિયમ મુજબના દાખલા લેવા અને પછી નિયમને નહિ અનુસરનારા દાખલા શીખવવા. અંતમાં એવા દાખલા લેવા જેમાં બેથી વધારે અક્ષરોની જોડણી હોય. શબ્દો કેટલા ?

(૧) જેને ઓળખવામાં ઓછી મુશ્કેલી પડે તેવા.

(ર) જેમનો ઉપયોગ બાળકોની ભાષામાં વિશેષ હોય છે. દા.ત.

ક્ + ક = ક્ક નક્કર, ટક્કર, વક્કર, ફક્કર, ચક્કર વગેરે.

ચ્+ચ = ચ્ચ બચ્ચું, લુચ્ચો, વગેરે.

ટ્+ટ = ટ્ટ ટટ્ટુ, કટ્ટર, પટ્ટી, બટ્ટો, ડટ્ટો, વગેરે.

ક્ + ખ = ક્ખ ચોક્ખો, વગેરે.

ક્ + ય = ક્ય ક્યારે, મુક્યું, વાક્ય, વગેરે.

ચ્ + છ = ચ્છ અચ્છા, લચ્છા, ઈચ્છા, વગેરે.

લ્ + લ = લ્લ વલ્લભ, મુલ્લાં, અલ્લા વગેરે.

પ્ + ય = પ્ય પ્યાર, પ્યાલો, પ્યાદું, વગેરે.

(બ) જેમનો ઉપયોગ બાળકો થોડો ઓછો કરે છે.

સ્ + ત = સ્ત સુસ્તી, મસ્તી, પુસ્તક, હિન્દુસ્તાન વગેરે.

ખ્ + ય = ખ્ય ખ્યાલ, મુખ્ય, ખ્યાતિ વગેરે.

ગ્ + ય = ગ્ય અગ્યાર, વાગ્યું, માગ્યું, વગેરે.

ત્ + ય = ત્ય ત્યાગ, ત્યારે, ત્યાં, વગેરે.

ધ્ + ય = ધ્ય ધ્યેય, ધ્યાન, મધ્ય, વગેરે.

બ્ + દ = બ્દ શબ્દ, અબ્દુલ, અબ્ધિ વગેરે.

શ્ + ન = શ્ન પ્રશ્ન.

શ્ + ય = શ્ય શ્યામ, અવશ્ય, વૈશ્ય, વગેરે.

સ્ + થ = સ્થ સ્થાન, સ્થળ, સ્થૂલ, સ્થાપિત વગેરે..

જ્ + જ = જ્જ સજ્જડ, લજ્જા, સજ્જન, વગેરે

ય્ + ય = ય્ય શૈય્યા, વગેરે.

(૨) જેમને ઓળખવામાં થોડી મુશ્કેલી પડે છે :—

(અ) વધારે ઉપયોગી

ર્ + દ = ર્દ મર્દ, દર્દ, ગીર્દી, વગેરે.

પ્ + ર = પ્ર પ્રસાદ, પ્રલ્હાદ, પ્રથમ પ્રેમ, વગેરે.

ત્ + ત્ = ત્ત વત્તા, બત્તી, સત્તા, વગેરે.

દ્ + ધ = દ્ધ બુદ્ધિ, શુદ્ધિ, પ્રસિદ્ધ વગેરે.

(બ) ઓછા ઉપયોગી

ર્ + ખ ર્ખ મૂર્ખ, વગેરે.

ગ્ + ર ગ્ર ગ્રામ, અગ્ર વગેરે.

ર્ + પ ર્પ સર્પ, દર્પ, વગેરે.

ત્ + ર   ત્ર  ગાત્ર, ત્રાસ, પત્ર વગેરે.

દ્ + ર   દ્ર  રુદ્ર, બદ્રીનારાયણ, દરિદ્ર, સમુદ્ર વગેરે.

ર + મ   ર્મ  મર્મ, ધર્મ, કર્મ, વગેરે.

(૩) જેમના રૂપ તદ્દન જુદી જાતના હોય છે.
વધારે પ્રચલિત

ક્ + ષ્ = ક્ષ   અક્ષર, પક્ષી, કક્ષા, વગેરે

જ્ + ઞ = જ્ઞ   જ્ઞાન વિજ્ઞાન, પ્રજ્ઞા સામ્રાજ્ય વગેરે

જ્યા વર્ણમાળા શીખવતા ઉપરના જોડાક્ષરો ન શીખવવામાં આવ્યા હોય તો જ ઉપરના રૂપો શીખવવાની આવશ્યકતા છે.

(૪) જેમાં બે કરતાં વધુ અક્ષરો જોડવામાં આવ્યા હોય :—

સ્ + ત્ + ર = સ્ત્ર   સ્ત્રી, વસ્ત્ર, મીસ્ત્રી, વગેરે

## શિક્ષણપદ્ધતિ

અક્ષરો અને બારાક્ષરી સરખાવવાની જે પદ્ધતિ છે તે જ પ્રમાણે આ જોડાક્ષરો શીખવવા. અર્થાત્ બાળક જોડાક્ષરોનાં રૂપ આંખો વડે જુએ, હાથ વડે લખે, મોંથી બોલે, એમ વારંવાર આ જેટલીવાર બોલશે તેટલો જ વિષય પાકો થશે. આ જોડાક્ષરોનો ઉપયોગ વાક્યમાં તરત જ કરવો જોઈએ કારણ કે જોડાક્ષરો લખવામાં વિદ્યાર્થી ઘણી ભૂલો કરે છે. એક સાથે બે જોડાક્ષરોવાળા શબ્દ તે સારી રીતે નથી લખી શકતો. શિક્ષકે વારંવાર કાળા પાટીયા પર લખીને તથા બાળકો પાસે લખાવીને સુંદર જોડાક્ષરો લખાવવાનો અભ્યાસ કરાવવો જ્યારે બાળક પોતાની પાટી અથવા કાગળ પર લખે ત્યારે શિક્ષકે જોડાક્ષરો પર ધ્યાન આપવું જોઇએ.

જોડાક્ષરોનો ઉચ્ચાર કરવાનું બાળકોને અઘરું પડે છે. માટે શિક્ષકે રોજ પાંચદસ મિનિટ ઉચ્ચારનો અભ્યાસ કરાવવો જોઈએ. જો એકદમ બાળક આખો અક્ષર ન બોલી શકે તો તેના બે ભાગ કરીને બોલાવે અને પછી એકસાથે બોલાવે, કારણ કે એકલા જોડાક્ષરોનું ઉચ્ચારણ કરવું અઘરું હોય છે, પરંતુ શબ્દોમાં ઉપયોગ કરવાથી આ મુશ્કેલી દૂર થઈ જાય છે. આ માટે ઉચ્ચારનો અભ્યાસ શબ્દો મારફત કરાવવો જોઈએ.

દા. ત. ચક્ + કર = ચક્કર, ટક્ + કર = ટક્કર,
. પક્ + કો = પક્કો નક્ + કર = નક્કર

આમ શબ્દોના બે ભાગ કરીને ઉચ્ચાર કરાવવા જોઈએ. જ્યારે બે ભાગોને બાળક સ્પષ્ટ રીતે બોલી શકે ત્યારે બે ભાગોને જલદીથી સાથે મેળવીને બોલાવવા જોઈએ. આવી રીતે બારાક્ષરી અને જોડાક્ષરો શીખવી શકાય છે.

## પ્રકરણ ૬

# વર્ગ પહેલા અને બીજામાં પુસ્તકનું વાંચન

જ્યારે વાર્તાલાપ દ્વારા પાટીયા પર લખેલા પાઠનો અભ્યાસ બાળકોને થઈ જાય ત્યારે વાંચવાનું પુસ્તક તેમના હાથમાં આપવું જોઈએ. પુસ્તક કેવી રીતે વાંચતાં શીખવવું જોઈએ એ અંગે નિર્ણય કરતાં પહેલાં પુસ્તકમાં કયા કયા ગુણો હોવા જોઈએ તથા કયા કયા દોષો ન હોવા જોઈએ તે વિચાર કરવો આવશ્યક છે. શિક્ષકોની ઈચ્છા અનુસાર પુસ્તકોની પસંદગી કોઈ પણ પ્રાંતમાં થતી નથી. પણ પુસ્તકમાં કયા કયા ગુણ હોવા જોઈએ તેનું જ્ઞાન થવાથી તે પોતાની શીખવવાની પદ્ધતિમાં પ્રચલિત પુસ્તકોના ગુણદોષ અનુસાર થોડો ઘણો હેરફેર કરી શકે. કેટલીક જગાએ તો એકથી વધારે પાઠ્યપુસ્તકો મંજૂર કરવામાં આવે છે અને તેમાંથી કોઈ પણ એકની પસંદગી કરવાનું શિક્ષકો પર છોડવામાં આવે છે. આવી પરિસ્થિતિમાં પુસ્તકના ગુણદોષ જાણવા આવશ્યક છે. પાઠ્યપુસ્તક સુંદર હોવું જોઈએ. તેનો કાગળ ચીકણો અને દેખાવે ટકાઉ હોવો જોઈએ. તેમાં ચિત્રોની સંખ્યા સારા પ્રમાણમાં હોવી જોઈએ. જેટલાં ચિત્રો વધારે હોય તેટલું જ પુસ્તક મનોરંજક લાગશે. પહેલા તથા બીજા ધોરણના

પુસ્તકોના અક્ષરો એટલા મોટા હોવા જોઈએ કે દરેક શબ્દ પર બાળક આંગળી મૂકીને વાંચી શકે. તેનું પૂઠું પણ ટકાઉ હોવું જોઈએ. નહિ તો બાળક વર્ષમાં બેત્રણ ચોપડીઓ ફાડશે. પાઠો બાળકોનું મન આકર્ષે તેવા સરળ વિષયો પર હોવા જોઈએ. જ્ઞાન આપવા માટે તો ઘણા વિષયો છે, અને પહેલા અને બીજા વર્ગનું પાઠ્યપુસ્તક તો વાંચન શીખવવા માટે છે જ્ઞાન આપવા નહિ. પાઠોને ક્રમ પણ એવો હોવો જોઈએ કે એક એક કરતાં અઘરા પાઠો અનુક્રમે આવતા જાય. દરરોજના પાઠમાં બે એક અઘરા શબ્દો કે કહેવતોથી વધારે ન આવવું જોઈએ. શબ્દોના અઘરાપણા અંગે ફક્ત ઉચ્ચાર નહિ પણ અર્થની પણ ગણના કરવી જોઈએ. કેટલાક પાઠોમાં તો વાર્તાઓ અથવા પરિચિત પદાર્થો કે પ્રસંગોનું વર્ણન હોવું જોઈએ. વચ્ચે વચ્ચે પરસ્પર વાર્તાલાપના પાઠો પણ હોવા જોઈએ, કારણ કે આવા પાઠોથી ગમ્મત સાથે જ્ઞાન આપી શકાય છે. વાર્તા અથવા વર્ણનના પાઠોમાં વાંચન એકસરખું અને નિરસ લાગે છે. એકદમ સરળ પાઠો હોવાથી બાળકોનો શબ્દકોષ વધતો નથી તેથી થોડાક અઘરા પાઠો પણ રાખવા જોઈએ. જેમ જેમ વિદ્યાર્થી ઉપલા ધોરણમાં જાય તેમ તેમ ક્રમે ક્રમે પુસ્તકના અક્ષરો નાના થવા જોઈએ. નીચેના વર્ગો માટેના પાઠ ઘણા લાંબા ન હોવા જોઈએ જે નવા શબ્દો પાઠમાં આવે તેનો ઉપયોગ તે પાઠમાં તથા આગળના પાઠોમાં વારંવાર થવો જોઈએ. ઓછામાં ઓછું આઠદસવાર તો તે શબ્દોના ઉપયોગ પાઠ્યપુસ્તક પૂરું થતાં સુધીમાં આવી જવા જોઈએ જેથી બાળકોના મનમાં તેના રૂપ, ઉચ્ચાર અને અર્થનો સારો ખ્યાલ આવે, જે શબ્દો અને કહેવતો ફક્ત એકબેવાર ઉપયોગમાં આવે છે તેનું બાળકોને કામ પડતું નથી તેથી બાળકો ભૂલી જાય છે અને યાદ રહે છે તો અધુરા યાદ રહે છે બાળક ઘણા શબ્દોથી પરિચિત હોવા છતાં આ જ કારણથી તે બધાનો ઉપયોગ કરી શકતો નથી. જો કોઈ પાઠ આગળના પાઠ કરતાં વધારે અઘરો હોય તો શિક્ષકે તે વખતે તે પાઠ પડતો મૂકી બીજો વધારે અઘરો ન હોય તેવો પાઠ

પ્રથમ શીખવવો જોઈએ પાઠ અનુક્રમે જ ભણાવવા તેવું કંઈ નથી. વર્ગે જે પાઠ સમજવા યોગ્ય થયો હોય તે પાઠ પ્રથમ શીખવવો તથા જે પાઠ વિદ્યાર્થીઓ સમજી શકે તેમ ન હોય તે બાદમાં શીખવવો. આ પુસ્તકમાં આપેલો ક્રમ શિક્ષકને યોગ્ય ન લાગે તો તેણે તેમાં ઉચિત ફેરફારો કરી નવો ક્રમ બનાવી લેવો જોઈએ, જેથી શીખવાનું એકદમ અઘરું ન બનતાં ધીરે ધીરે વિદ્યાર્થીઓ સમજી શકે તેમ અઘરું થતું જાય. એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે વિદ્યાર્થીઓને પુસ્તકનાં પાનાં વાળવાની તથા હાથના ડાઘાથી પુસ્તક મેલું કરી નાખવાની આદત હોય છે. તે માટે તેમને શાહીચૂસનો એક કકડો આપવો જોઈએ જેથી પાનાં વાળવાની જરૂર ન રહે તથા ચોપડીમાં ડાઘા પણ ઓછા પડે.

### વાંચનનું શિક્ષણ

ચોપડી ઉઘાડતાં પહેલાં શિક્ષકે પાઠના વિષય પર થોડી વખત વિદ્યાર્થીઓ સાથે વાર્તાલાપ કરવો જોઈએ અને પાઠમાં આવનાર કહેવતો અને શબ્દોનો વાર્તાલાપમાં ઉપયોગ કરવો જોઈએ આ શબ્દો અને કહેવતો કાળા પાટીયા પર લખવી જોઈએ અને બાળકો પાસે વંચાવવી જોઈએ. જ્યારે પાઠનો સાર બાળકોના મગજમાં ઊતરે ત્યારે જ ચોપડી ઉઘાડી પાઠ વંચાવવો જોઈએ. જ્યારે વર્ગ ચોપડી ઉઘાડીને તૈયાર થઈ જાય ત્યારે શિક્ષકે સારી રીતે વાંચન કરવું જોઈએ. વાંચતી વેળા ધીરે ધીરે સ્પષ્ટતાથી બાળકો સમજે તેવી રીતે વાંચન કરવું જોઈએ અવાજ બાળકો સાંભળી ન શકે તેટલો ધીમો તથા વર્ગ બહાર સંભળાય તેટલો મોટો ન હોતાં સામાન્ય હોવો જોઈએ શિક્ષક વાંચતા હોય ત્યારે બાળકોનું ધ્યાન તેમની ચોપડીમાં હોવું જોઈએ અને જે જે શબ્દો વાંચવામાં આવે તે તે શબ્દો પર આંગળી મૂકતા જાય, જ્યારે વાક્ય પૂરું થાય ત્યારે ફરી શિક્ષક એક વાર વાંચે અને સાથે સાથે બાળકોને પણ વાંચવાનું કહે. પછી વર્ગમાં તે પાઠ બાળકો મારફત વંચાવવો જોઈએ. પહેલાં હોશિયાર બાળકો વાંચે પછી સામાન્ય બાળકો વાંચે અથવા કોઈ પણ હોશિયાર બાળક વાંચે અને આખો

વર્ગ પણ તેની સાથે મોટેથી વાંચે. સામાન્ય બાળકોને વાંચવાનો વધુ અભ્યાસ કરાવવો જોઈએ. આ રીત અનુસરવાથી વિદ્યાર્થીઓને પાઠ મોટે થઈ જતાં વગર વાંચે બોલી જાય તેવો પણ સંભવ છે. આમ ન થાય તેટલા માટે શિક્ષકે વચ્ચે વચ્ચે વિદ્યાર્થીને પૂછવું જોઈએ. દા. ત. બાળક નીચેનું વાક્ય વાંચે છે :—

એક મોટા શહેરમાં એક હાથી હતો. તેને એક દરજી સાથે ઓળખાણ થઈ હતી.

જ્યારે શિક્ષકને સંદેહ થાય ત્યારે તેણે 'હાથી' કયાં લખ્યું છે. 'દરજી' કયાં લખ્યું છે વગેરે પ્રશ્નો પૂછવા જોઈએ, કારણકે આંગળી મુકયા સિવાય બાળકોનું ધ્યાન રહેતું નથી. બની શકે તેટલી વગર આંગળી રાખ્યે વાંચવાની ટેવ પાડવી જોઈએ. બાળકોને એકબીજાની ભૂલો બતાવવા માટે કહેવું જોઈએ, તો તે ચેતન રહેશે. પહેલા અને બીજા વર્ગનાં બાળકોને ભણાવવામાં શિક્ષકે એક તો રીઘ્રતા અને બીજી સ્પષ્ટતા પર ધ્યાન રાખવું જોઈએ બાકીના નિયમોનો અમલ ઉપલાં ધોરણોમાં કરવો જોઈએ. વિરામ આદિ ચિહ્નો ચોપડીમાં આપેલાં છે તે ધ્યાનમાં રાખે, પણ તે અંગે વધારે ઝીણવટનો આગ્રહ નીચલાં ધોરણોમાં રાખવાની જરૂર નથી. શિક્ષકે વાંચતાં શીખવવાનું છે પરીક્ષા લેવાની નથી તે વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ. બાળકને શબ્દાર્થ અને ભાવાર્થનું ઠીક ઠીક જ્ઞાન થઈ જશે તો તે તે સારી રીતે વાંચી શકશે.

## ભાવાર્થ

આ રીતે શિક્ષક જ્યારે એક પાઠ વંચાવી લે ત્યારે બાળકોને ચોપડી બંધ કરવાનું કહે અને વાકયોના અર્થ અને પાઠનો સારાંશ બાળકોને પોતાના શબ્દોમાં કહેવાનું કહે. જો અર્થ અઘરો લાગે તો

પ્રશ્નો પૂછી સાર કઢાવવો જોઈએ. પ્રશ્ન પૂછવામાં પણ થોડા નિયમો ખ્યાલમાં રાખવા આવશ્યક છે. ઉપરના વાક્યનો અર્થ કઢાવવા આ રીતે પ્રશ્ન પૂછવા જોઈએ:

પ્રશ્ન— કોના વિષે વાતચીત છે ?

ઉત્તર— હાથીના વિષે વાતચીત છે

પ્રશ્ન— તે ક્યાં રહેતો હતો ?

ઉત્તર— તે એક મોટા શહેરમાં રહેતો હતો.

પ્રશ્ન— તેની ઓળખાણ કોની સાથે થઈ હતી ?

ઉત્તર— તેની ઓળખાણ એક દરજી સાથે થઈ હતી.

પ્રશ્ન— દરજી સાથે તેને શું હતું ?

ઉત્તર— દરજી સાથે તેને ઓળખાણ થઈ હતી.

પ્રશ્ન— આ બધી વાતો એક સાથે કહો.

ઉત્તર— એક મોટા શહેરમાં રહેતા એક હાથીને એક દરજી સાથે ઓળખાણ થઈ હતી.

પાછા ફરતી વખતે હાથીએ પોતાની સૂંઢમાં ઘણું ગંદુ પાણી રી લીધું હતું. અને તેને દુકાનની બારીમાંથી દરજી ઉપર છોડી દીધું.

પ્રશ્ન- હાથીએ શું કર્યું ?

ઉત્તર- પોતાની સૂંઢમાં પાણી ભરી લીધું.

પ્રશ્ન– ક્યારે ?

ઉત્તર– પાછા ફરતી વખતે

પ્રશ્ન– પાણી કેવું હતું ?

ઉત્તર– પાણી મેલું હતું.

પ્રશ્ન– પાણી કેટલું હતું ?

ઉત્તર– પાણી ઘણું હતું.

પ્રશ્ન– હવે આ વાતો એક સાથે કહો.

પાછા ફરતી વેળા હાથીએ પોતાની સૂંઢમાં ઘણું મેલું પાણી ભરી લીધું.

પ્રશ્ન– અને પછી શું કર્યું ?

ઉત્તર — તેણે પાણી દરજી પર છોડી દીધું.

પ્રશ્ન — દરજી ક્યાં હતો ?

ઉત્તર — તે બારી પાસે બેઠેલો હતો.

પ્રશ્ન — હાથીએ પાણી ક્યાંથી છોડ્યું હશે ?

ઉત્તર — બારીમાંથી.

પ્રશ્ન– આ બધું હવે એક સાથે કહી જાવ.

હાથીએ દુકાનની બારીમાંથી દરજી પર પાણી છોડી દીધું.

આવી રીતે પ્રશ્નો પૂછવાથી અર્થ સ્પષ્ટ થાય છે અને બાળકો વાક્યનું પૃથક્કરણ શીખી જાય છે અને વાક્ય બનાવતા પણ શીખે છે પણ એક વસ્તુ ધ્યાનમા રાખવી જોઈએ કે વાક્યરચના કઠિન હોય તો જ આવા પ્રમાણના પ્રશ્નો પૂછવા જોઈએ અને જો વાક્યરચના સરળ હોય તો પ્રશ્નો પૂછવાની આવશ્યકતા નથી અર્થ સમજાવતી વેળા બાળકોની વિચારશક્તિમા વધારો થાય તેવા પ્રશ્નો પૂછવા જોઈએ વાર્તામા અતમા લખેલુ છે કે આવી રીતે દરજીને પોતે કરેલી મશ્કરીનો ભોગ થવુ પડયુ. આ વિષે આ રીતે પ્રશ્નો પૂછી શકાય છે –

પ્રશ્ન – દરજીએ શુ કર્યું હતુ ?

ઉત્તર – હાથીની સૂઢમા સોય ભોંકી દીધી હતી.

પ્રશ્ન – તેને શુ બદલો મળ્યો ?

ઉત્તર – તેના પર કાદવ ફેંકવામા આવ્યો

પ્રશ્ન – શુ આ બદલો ઠીક હતો ?

ઉત્તર – હા

પ્રશ્ન – કેમ ?

ઉત્તર – કારણ કે તેણે હાથીની સૂઢમાં સોય ભોંકી દીધી હતી.

પ્રશ્ન – તેણે આવુ કામ કેટલી વાર કર્યું હતુ ?

ઉત્તર – એક વખત

પ્રશ્ન – અને દરરોજ શુ કરતો હતો ?

ઉત્તર– દરરોજ તે હાથીને કંઈને કંઈ ખાવાનું આપતો હતો.

પ્રશ્ન – આ કામ સારૂં હતું કે ખોટું ?

ઉત્તર – આ કામ તો સારૂં હતું.

પ્રશ્ન – સારા કામનો તેને કંઈ બદલો મળ્યો ?

ઉત્તર – નહિ.

પ્રશ્ન – હાથીએ તેની આપેલી વસ્તુઓ કેટલાં દિવસ સુધી ખાધી ?

ઉત્તર – ઘણા દિવસો સુધી.

પ્રશ્ન – તેનો તેણે કંઈ બદલો આપ્યો ?

ઉત્તર – ના.

પ્રશ્ન – તો એક દિવસ સોય ભોંકવાનો બદલો હાથીએ આપવો જોઈતો હતો ?

ઉત્તર – નહિ.

જો આ પ્રશ્નો પૂછતાં પહેલાં બાળકોને પૂછવામાં આવે કે હાથીએ જે કામ કર્યું તે ઠીક હતું કે નહિ તો બાળકો તુરત જ જવાબ આપે કે તે કામ ઠીક હતું, તેણે દરજીને ઠીક પાઠ ભણાવ્યો, લોકો તેની દુર્દશા જોઈ ખુશ થશે. પણ આવા પ્રશ્ન પુછવાથી બાળકોને ભાન થશે કે હાથીનું કામ ગેરવાજબી હતું. અને દરજીના આટલા દિવસ સુધી કરેલા ઉપકારને તે જરાક તકલીફ પડતાં ભૂલી ગયો. બાળકોમાં વિચારશક્તિ વધશે અને નીતિનું શિક્ષણ પણ આ રીતે તેમને મળશે.

આ સિવાય બાળકોમાં ઘણી વખત એવી માન્યતા હોય છે કે જે ચોપડીમાં છાપેલું છે તે બ્રહ્મવાક્ય છે. તો આવી રીતે પ્રશ્નો પૂછવાથી તેવી માન્યતા પણ દૂર થઈ જશે.

## શબ્દાર્થ બતાવવાના નિયમ

પહેલાં ભાવાર્થનું વર્ણન કરવામાં આવ્યું છે તેનું કારણ એ છે કે ભાવાર્થ મુખ્ય છે, શબ્દાર્થની તેટલી અગત્ય નથી. જો વિદ્યાર્થીને પાઠના ભાવાર્થની સમજ પડી જાય તો એકએ શબ્દોનો પૂરો અર્થ તો શબ્દોનો વાક્યમાં ઉપયોગ કરવાથી જ સમજાય છે. બાળકો એક શબ્દને બદલે ભલે બીજો શબ્દ બનાવે પણ તે શબ્દના ભાવનું યથાર્થ જ્ઞાન તેના ઉપયોગથી જ થઈ શકે છે. તેથી શબ્દો શીખવવાનો પહેલો નિયમ એ છે કે નવીન શબ્દોના અર્થ પ્રથમ ઉપયોગ કરી વિદ્યાર્થીઓને બતાવવા જોઈએ. બીજો નિયમ એ છે કે બીજો શબ્દ ન બતાવીને નવા શબ્દનો ભાવ સમજાવવો જોઈએ. દા. ત. સિંહ એક પશુ છે.

આ વાક્યમાં 'પશુ' શબ્દનો અર્થ બતાવવાનો છે. તો આવી રીતે તે સમજાવી શકાય.

પ્રશ્ન – ઘોડાને પશુ કહી શકીએ છીએ?

ઉત્તર – હા.

પ્રશ્ન – હાથીને પશુ કહી શકાય છે?

ઉત્તર – હા.

પ્રશ્ન – કૂતરાને પશુ કહી શકાય છે?

ઉત્તર – હા.

પ્રશ્ન – સર્પને પશુ કહી શકીએ છીએ ?

ઉત્તર – ના.

પ્રશ્ન – પોપટને પશુ કહી શકીએ છીએ ?

ઉત્તર – ના.

પ્રશ્ન – આ બે પ્રકારના જીવોમાં શું ભેદ છે ?

ઉત્તર – હાથી, ઘોડા, કૂતરાને ચાર પગ હોય છે પણ સર્પ અને પોપટને ચાર પગ હોતા નથી.

પ્રશ્ન – તો કયા પ્રકારના પ્રાણીઓને પશુ કહી શકાય છે?

ઉત્તર – ચાર પગવાળાં પ્રાણીઓને પશુ કહી શકાય.

પ્રશ્ન – ઉંદરને કેટલા પગ હોય છે ?

ઉત્તર – ચાર પગ હોય છે.

પ્રશ્ન – ગીરોલીને કેટલા પગ હોય છે ?

ઉત્તર – ચાર પગ હોય છે.

પ્રશ્ન – તેઓને પશુ કહી શકાય ?

ઉત્તર – ના કહી શકાય.

શિક્ષક – ચાર પગનાં નાનાં જાનવરોને પશુ ન કહેવાય !

પ્રશ્ન – હવે બતાવો કે પશુ કોને કહેવાય છે?

ઉત્તર – ચાર પગનાં મોટાં જાનવરોને પશુ કહી શકાય.

પ્રશ્ન – તો પછી પોપટને ચાર પગવાળો કહી શકોએ ?

ઉત્તર – ના.

પ્રશ્ન – પશુ કોને કહેવાય છે ?

ઉત્તર – સ્થળમાં રહેનાર ચાર પગવાળાં પ્રાણીને પશુ કહેવાય છે.

પ્રશ્ન – મગરને પશુ કેમ ન કહેવાય ?

ઉત્તર – તે જળમાં રહે છે, જમીન પર નથી રહેતો.

આ રીતે પ્રશ્નો પૂછીને અર્થ બતાવવામાં પશુ શબ્દનો ઉપયોગ ઘણીવાર થશે અને ઉપયોગ કરતાં કરતાં બાળક તે શબ્દને સારી રીતે શીખી લેશે. અને પશુ શબ્દનો અર્થ પણ પૂર્ણ રીતે સમજી શકશે. જ્યાં સુધી બાળકને પ્રશ્નો ન પૂછવામાં આવે ત્યાં સુધી બાળક આ વાત પર વિચાર કરી શકશે નહિ કે આ શબ્દ કયા પ્રાણી માટે વાપરવામાં આવે છે અને કયા પ્રાણી માટે વાપરી શકાતો નથી. બીજું, પશુનો ઉપયોગ વારંવાર સાંભળીને તે શબ્દ બાળકોને સારી રીતે યાદ રહી જશે અને બાળકો તેને ભૂલશે નહિ. જો પશુનો એક જ અર્થ બતાવવામાં આવે તો પરિણામ એ આવશે કે બાળક તે શબ્દને ભૂલી જશે. એક બીજો દાખલો લઈએ, 'પાણી બધાના જીવનનું મૂળ છે.'

પહેલાં આ વાક્યનો ભાવ બતાવી દઈએ કે જેનાથી જીવન ટકે છે તેને જીવનનું મૂળ કહે છે. તેટલું બાળકોને જણાવવાથી વિદ્યાર્થીઓને આ વાક્યના અર્થનું જ્ઞાન થશે, પણ ખીલકુલ શુદ્ધ

નહિ. જો આ રીતે પ્રશ્ન પૂછીને વિચાર કરીએ તો આનો અર્થ સમજમાં આવી જશે.

## જીવનમૂળ અર્થાત્ જીવનની જડ

પ્રશ્ન – પાણીને જીવનમૂળ કેમ કહેવાય છે ?

ઉત્તર – કારણ કે પાણી વડે જીવન ટકે છે.

પ્રશ્ન – ભાત ખાઈને આપણું જીવન ટકાવી શકીએ કે નહિ ?

ઉત્તર – હા. ભાતથી જીવન ટકાવી શકાય છે.

પ્રશ્ન – શું ઘઉંથી આપણું જીવન ટકાવી શકાય છે ?

ઉત્તર – હા. ઘઉંથી આપણું જીવન ટકાવી શકાય છે.

પ્રશ્ન – જો ઘઉં ન મળે તો ?

ઉત્તર – બીજું કંઈ ખાઈને જીવન ટકાવીશું.

પ્રશ્ન – જો પાણી ન મળે તો ?

ઉત્તર – તો આપણું જીવન નહિ ટકે.

પ્રશ્ન – પાણી, ઘઉં અને ભાતમાં શું ફેર છે ?

ઉત્તર – પાણી મળવું વધારે આવશ્યક છે.

પ્રશ્ન – તો જીવનમૂળ કોને કહી શકાય ?

ઉત્તર – પાણીને, કારણકે તેના વિના જીવન ટકી શકે નહિ.

પ્રશ્ન – ઘઉં અને ચોખાને જીવનમૂળ કહી શકાય છે?

ઉત્તર – નહિ.

( હવે આ શબ્દને બીજી રીતે પણ સમજાવી શકાય. )

દા. ત. પ્રશ્ન – ઝાડનો મુખ્ય ભાગ કયો છે? (આનો ઉત્તર છોકરાઓ આપી શકતા નથી.)

પ્રશ્ન – જો ઝાડનાં બધાં ફૂલ ખરી પડે તો ઝાડ ઊભું રહી શકે?

ઉત્તર – હા, ઊભું રહી શકે છે.

પ્રશ્ન – ઝાડનાં પાન ખરી પડે તો?

ઉત્તર – હા, તો પણ ઊભું રહી શકે છે.

પ્રશ્ન – જો ડાળીઓ કાપી નાખીએ તો ઝાડ ઊભું રહી શકે છે?

ઉત્તર – હા.

પ્રશ્ન – જો મૂળ કાપી નાખીએ તો?

ઉત્તર – તો ઝાડ ઊભું ન રહે, ને પડી જશે.

પ્રશ્ન – તો ઝાડનું જીવનમૂળ કયું છે ને કેમ?

ઉત્તર – ઝાડનું જીવન મૂળ છે, કારણકે મૂળ વિના ઝાડ ટકી શકતું નથી.

### ત્રીજો નિયમ

જ્યાં સુધી બની શકે ત્યાં સુધી શબ્દનો અર્થ વસ્તુઓ દ્વારા

પ્રત્યક્ષ બતાવવો જોઈએ. દા. ત. ઘોડાનો અર્થ બતાવવો હોય તો શબ્દકોષમાં ન બતાવતાં ઘોડાના તબેલામાં જઈ બતાવવો જોઈએ.

## ચોથો નિયમ

પણ જો બાળકે ન જોયેલી વસ્તુ બતાવવાની હોય તો તેનું ચિત્ર બતાવીને અથવા કાળા પાટીયા પર તેનું ચિત્ર દોરીને અથવા બાળકો પાસે દોરાવીને બતાવી શકાય છે. દા. ત. વાઘ, ટ્રેન, મોટર, કોદાળી, પાવડો ઇત્યાદિ. પણ જો કાળા પાટીયા પર ચિત્ર ખેંચવામાં ઘણા વખત સુધી શીખવવાના કામમાં અડચણ ઊભી થાય તો આવી રીતે શીખવવાથી લાભ થશે નહિ પણ જો શિક્ષક પાટીયા પર ચિત્ર દોરવાનો અભ્યાસ કરી નાખે તો તે ઘણી વાતો ચિત્ર દ્વારા સરળતાથી બાળકોને સમજાવી શકશે.

બાળકોને ચિત્ર દ્વારા જેવું જ્ઞાન મળે છે તેવું શબ્દોથી મળતું નથી. એક વસ્તુ અને બીજી વસ્તુ વચ્ચેનો ભેદ સમજાવવા માટે ચિત્રકળા ઘણી ઉપયોગી છે. માની લો કે સિંહ અને વાઘનો ભેદ સમજાવવાનો છે. તો જો શિક્ષક કાળા પાટીયા પર એનો આકાર અને રૂપ ચિતરીને બતાવશે તો તે જાનવરો સંબંધીનું જ્ઞાન પાકું થઈ જશે અને હમેશ માટે તેમના મનમાં જળવાઈ રહેશે. પણ જો જીભથી જ તેનો ભેદ બતાવવામાં આવે તો બાળક તેને ઓછો સમજશે અને જલદી ભૂલી જશે.

## પાંચમો નિયમ

જેનું ચિત્ર બતાવી કે દોરી શકાય તેમ ન હોય તેવા પદાર્થનું વર્ણન કરી કામ ચલાવવું જોઈએ. જેવી રીતે જેલખાનું, કેદી, મુસાફરખાનું, શાળા વગેરે. દા. ત. રોગી શબ્દનો અર્થ આપણે સમજાવવાનો છે કોઈ માણસ બીમાર હોય તે સંબંધી વાત શરૂ

## પ્રશ્નાવલી

કેટલાક પાઠોની પાછળ પ્રશ્નાવલી આપેલી હોય છે તેનો હેતુ શિક્ષકને મદદ કરવાનો છે. એટલે તેણે પ્રશ્નોના ગુલામ બની જવું જોઈએ .નહિ શિક્ષકે એ પ્રશ્નો સિવાય બીજા પ્રશ્ન પૂછવાની હિંમત કરવી જોઈએ કારણ કે તેમાં કેટલાક પ્રશ્નો ખોટા પણ હોય છે. આવા પ્રશ્નો ફેરવીને પૂછવા જોઈએ.

પરિણામ – જ્યારે પાણીમાં કોઈ ભારે વસ્તુ નાખવામાં આવે છે ત્યારે પાણી ઉપર ચઢે છે.

હેતુ પ્રશ્ન – શિક્ષકે ચિત્ર બતાવીને નીચે લખ્યા મુજબ પ્રશ્ન પૂછવા અને પાઠનો ઉદ્દેશ વાર્તા શીખવવાનો સમજાવવાનો.

હેતુ પ્રશ્ન ૧ – આ ચિત્ર કોનું છે?

„ ૨ – કાગડો શું કરી રહ્યો છે?

„ ૩ – તે શાની પાસે બેઠો છે?

શિક્ષકે પોતે વાંચીને પાઠ શીખવવો અને જેમ જેમ શિક્ષક વંચાવે તેમ તેમ બાળકો શબ્દો પર આંગળી મૂકતા જાય. પછી શિક્ષક વાંચે અને બાળકો પણ સાથે સાથે વાંચતાં જાય.

પાઠ

એક કાગડો – પાણી – પીવા માટે – ઘડા પાસે – જઈ બેઠો. ઘડાનું મોં – નાનું હતું – તેમાં પાણી પણ – ઓછું હતું – કાગડાની ચાંચ – પાણી સુધી – ન પહોંચી શકી – તેણે કેટલીએ વાર પાણી પીવા ઇચ્છા કરી પણ પી ન શકયો થોડીવારમાં – તેણે – એક કાંકરો – ચાંચથી ઉઠાવીને – ઘડામાં નાખ્યો – અને પછી – કેટલાક કાંકરા નાખ્યા. ઘડાના તળીયામાં – કાંકરા ભરાઈ ગયા – પાણી ઊંચે આવ્યું – જ્યારે – કાગડાએ મન માન્યું – પાણી પીધું – આ વાત સાચી છે કે જે – મહેનત કરે છે – તેને – જરૂરથી ફળ મળે છે

## ભાવાર્થ અને પુનરાવર્તન

શિક્ષકે ભાવાર્થ કઢાવવા માટે નીચે આપેલા પ્રશ્ન જેવા પ્રશ્ન પૂછવા.

૧. કાગડાએ શું કર્યું ?

૨. તેની હાલત કેવી હતી ?

૩. તેણે ઘડામા શું નાખ્યુ ?

૪. તેનું પરિણામ શું આવ્યું ?

૫. તમે મુશ્કેલીના સમયે શું કરશો ?

### ભાવાર્થ

જ્યારે આપત્તિ આવે ત્યારે તેને પાર કરવાનો રસ્તો શોધવો જોઇએ.

### પુનરાવર્તન

શિક્ષક બાળકો પાસેથી આખી વાર્તા સાંભળે અથવા વાર્તા લખવાનું કહે.

### આવશ્યક સામાન

કાળું પાટીયું, ચાક, પાટીયું સાફ કરવાનો પરા. પહોળા મોંનો પ્યાલો થોડું પાણી, થોડા કાંકરા અને ચિત્રો કઠિન શબ્દ – કાગડો – મન માન્યા – કાંકરાઓ – ચાંચ મહેનત – વગેરે.

### બીજા વર્ગમાં શીખવવાનો પાઠ

પાઠ મીઠાઈ–ધનિક માણસો પાસે બહુ પૈસા હોય છે તેથી તેમના બાળકો મીઠાઇ ખાય છે. કેટલીકવાર ગરીબ માણસ પણ પોતાના બાળકોને મીઠાઇ ખવડાવે છે, જ્યારે બાળકો સવારે ઉઠે છે ત્યારે તેમની મા તેમને વહાલ કરે છે. અને મીઠાઈ ખવડાવે છે તે એમ સમજે છે કે મીઠાઇ બાળકો માટે ફાયદાકારક છે તે મીઠાઇના

અવગુણોને નથી જાણતી. મીઠાઈ ખવરાવવાથી શરીરનું માંસ નરમ પડી જાય છે, મોંમાંથી લાળ ટપકે છે અને પેટમાં કીડા પડી જાય છે તે જુઓ. આથી બાળકોના પેટમાં દર્દ પેદા થાય છે અને બાળકો રોગી થાય છે અને મરી જાય છે. તેમનાં માબાપ સમજે છે કે અમારૂં બાળકોને નજર લાગી છે એટલે તે નજર બાંધે છે પણ આ તેમની ભૂલ છે. ખરેખર તો મીઠાઈ જ રોગનું ઘર છે, જે બાળકોને મીઠાઈ નથી અપાતી તે બાળકો બહુધા નિરોગી રહે છે. તેમની બોલી પણ સ્પષ્ટ હોય છે. તેથી હે બાળકો તમે વધારે મીઠાઈ ખાશો નહિ. એવી ચીજો ખાવ જેથી તમારૂં શરીર નિરોગી રહે અને બળ વધે.

પાઠ: મિઠાઈ સમય ૩૦ મિનિટ

વર્ગ : ૨ જો બાળકોની ઉમર ૮ વર્ષ

ઉદ્દેશ : પાઠથી બાળકોને વાંચતાં શીખવવું.

પ્રારંભિક. જ્ઞાન : શિક્ષક વાર્તાલાપ દ્વારા પાઠનો આખો સાર બતાવી દે. નીચે આપેલ શબ્દો અને કહેવતોનો અર્થ બાળકોને સમજાવી દે. અવગુણ, નિરોગી, સ્પષ્ટ, નજર બાંધવી.

વાર્તાલાપ કરતી વેળા નીચે લખેલી વાતો આ ક્રમ અનુસાર ગોઠવવી.

બાળકોને મીઠાઈ ઘણી સારી લાગે છે. જેમની પાસે પૈસા છે તે બાળકોને વહાલથી ઘણી મીઠાઈ ખવડાવે છે. થોડી મીઠાઈ ખવડાવવાથી કંઈ નુકશાન નથી પણ વધારે ખવડાવવાથી નુકશાન કરે છે આમ થવાથી ભોજન પચતું નથી. ભોજન ન પચવાથી પેટમાં દર્દ થાય છે, પેટમાં કીડા પડી જાય છે અને બીજી બીમારીઓ લાગુ પડે છે. તેથી કેટલાંક બાળકો મરી પણ જાય છે. કેટલાંક પુસ્તકોમાં લખ્યું છે કે મીઠાઈથી બાળકોને લાભ પડે છે. તેમનું લોહી

બગડી જાય છે. જેમને મીઠાઈ મળતી નથી તે નિરોગી રહે છે. વધારે પડતી મીઠાઈ નુકશાન કરે છે.

## ૨. વાંચન

પહેલા શિક્ષક પોતે પાઠ બનાવે અને બાળક પણ શિક્ષકો સાથે વાંચતા જાય. શિક્ષક આવી રીતે પાઠ વંચાવે : શ્રીમંત માણસો પાસે —ઘણો પૈસો હોય છે. આ માટે તેમનાં બાળકો–મીઠાઈ ખાય છે.– કોઈ કોઈ ગરીબ માણસ પણ પોતાનાં બાળકોને–મીઠાઈ ખવડાવે છે. ઇત્યાદિ પહેલાં એ વાક્ય શિક્ષકે વાંચવું જોઈએ. બાળકો પાસે સાથે સાથે વચાવવું જોઈએ. પછી હોશિયાર અને સામાન્ય બાળકો પાસે અલગ અલગ વંચાવવું જોઈએ. શિક્ષકે ઉચ્ચાર ઉપર બહુ ધ્યાન આપવું જોઈએ. ઉચ્ચારમાં બેદરકારીથી ભૂલ થાય તો શિક્ષકે તેને સુધારવી જોઈએ. અથવા વર્ગના બીજા વિદ્યાર્થીઓ પાસે સુધરાવવી.

## ભાવાર્થ

શિક્ષક પાઠનો સાર પહેલાંથી જ સમજાવી દે છે.

આ માટે અહીં પ્રશ્નો દ્વારા સાર કઢાવવો જોઈએ અને તે કાળા પાટીયા પર લખવો જોઈએ બાળકોને મીઠાઈ કેમ વધારે મળે છે.

૧. માબાપ પાસે પૈસા હોય છે.

૨. તેમનું બાળકો પર વહાલ હોય છે.

૩ તેઓ એમ સમજે છે કે મીઠાઈથી લાભ થાય છે.

મીઠાઈ વધારે ખાવાથી થતું નુકશાન:—

૧. લાળ ટપકવી.
૨. પેટ દુખવું.
૩. કીડા પડી જવા.
૪. બીમાર પડી જવું.
૫. લોહી બગડવું.
૬. મરી જવું.

ન ખાવાથી લાભ. :—

૧. સ્પષ્ટ ઉચ્ચારણ.
૨. નિરોગી રહેવું.

## પુનરાવર્તન

કાળા પાટીયા પર લખેલા પ્રશ્નો ફરી વાંચી જવા અને બાળકોને ભાવાર્થ પૂછવો અથવા પાઠની નકલ કરવા આપવી.

## ખોટી વાતો

પેટમાં કીડા પડી જવા. પેટમાં કીડા અજીર્ણ થવાથી થાય છે. કાચું ભોજન કરવાથી થાય છે. મીઠાઈથી કીડા પડતા નથી. પેટ પણ અજીર્ણથી દુખે છે, મીઠાઈથી નહિ. અને લાળ પણ નાનાં બાળકોને ટપકે છે, મોટાઓને નહિ. શિક્ષકે બાળકોને પ્રશ્નો પૂછી કઢાવી લેવું જોઈએ કે શ્રીમંતોના છોકરા મીઠાઈ ખાય છે. આનું કારણ એ છે કે બાળકો જીદ્દી હોય છે. તેમની પાસે બહુ પૈસો હોય છે તે કારણ નથી.

## ગૃહકાર્ય

પાઠની નકલ કરવી. આવી રીતે પાઠ શીખવતી વખતે પણ આપણે જેવી રીતે પાઠ આપવાનું નક્કી કર્યું છે. તેવી રીતેજ પાઠ શીખવવો આવશ્યક નથી. દરરોજના પાઠ આવી રીતે ન બનાવી

શકાય. ફક્ત અગત્યના પ્રશ્નો વિચારી લેવાની જરૂર છે. દરરોજ શીખવવાના પાઠની નોંધ આવી રીતે તૈયાર કરી શકાય :

પાઠ–કાગડો. સમયઃ – ૩૦ મિનિટ.

પરીક્ષા– પ્યાલો–પાણી અને કાંકરા.

સાર– વાર્તાલાપ દ્વારા. નવીન શબ્દ–કાંકરા, ચાંચ, મોઢું, કાગડો ( કાળા પાટીયા પર લખવું )

**વાંચતાં શીખવવું**

શિક્ષકનું વાંચન–શિક્ષક સાથે બાળકોનું સ્વતંત્ર વાંચન.

**ભાવાર્થ**

જે પરિશ્રમ કરે છે તેને તેનું ફળ મળે છે.

**પુનરાવર્તન**

પાઠ વંચાવવો અથવા પાઠની નકલ કરવા આપવી.

# પ્રકરણ ૮

## સુબોધ વાંચન

### સુબોધ વાંચન શીખવાની આવશ્યકતા

ખાસ માણસ જ્યારે પુસ્તક વાંચી સંભળાવે છે ત્યારે સાંભળનાર રસપૂર્વક સાંભળે છે એવું ઘણીવાર બને છે. તે જે કાંઈ વાંચે છે તેનો અર્થ જલદી સમજી લે છે. તેને બદલે બીજો માણસ વાંચી સંભળાવે તે કોઈને સાંભળવાની ઇચ્છા થતી નથી અને સાંભળીએ તો પણ તેનો અર્થ જલદીથી સમજી શકતો નથી. આવી રીતે જ્યારે આપણે કોઈ એક માણસને મળવા જઈએ છીએ ત્યારે તેની વાતચીત આપણને એટલી સુંદર લાગે છે કે આપણો સમય જાય છે તેનો આપણને ખ્યાલ રહેતો નથી અને તેની પાસે બેસી રહેવાનું મન થાય છે. પણ આપણને જો કોઈ બીજા માણસ પાસે જઈએ તો થોડી વારમાં જ આપણે ત્યાંથી ચાલવાનો વિચાર કરીએ છીએ. એકનું વાંચવાનું અને બોલવાનું આપણે પ્રિય લાગે છે જ્યારે બીજાનું અપ્રિય લાગે છે તેનું શું કારણ હશે? આનો ઉત્તર કેવળ આ છે કે પહેલા પ્રકારના લોકોને પોતાનો વિચારો પ્રગટ કરતાં આવડે છે અને સંભાષણ કરતાં આવડે છે જ્યારે બીજા વર્ગને પોતાના વિચારો સારી રીતે વ્યક્ત કરતાં આવડતું નથી. વાંચવા

અને વાર્તાલાપ કરવામાં ફેર છે. વાંચવામાં બીજાના વિચારો પ્રગટ કરવાના હોય છે અને વાર્તાલાપમાં ઘણું કરીને પોતાના વિચારો પ્રગટ કરવાના હોય છે. પણ બેમા એક ગુણની અવસ્યકતા છે, અર્થાત્ જે કંઈ વિચાર વાંચનાર અને બોલનાર વ્યક્ત કરતો હોય તે એવી રીતે વ્યક્ત કરવા જોઈએ જેથી સાંભળનાર પર તેની અસર થાય, બોલવામાં તો કાર્ય ઘણુ સરળ છે પરંતુ વાંચવામાં આ કામ અઘરૂં છે., કારણ કે લખનારનો ભાવ વાચનારના હૃદયમાં પૂર્ણ રૂપથી પ્રવેશ કરતો નથી પણ વાંચન સારૂ હોય તો માણસ કોઈ પણ પુસ્તક અથવા સમાચાર-પત્રમાંથી બીજાને ઘણો લાભ પહોંચાડી શકે છે. જેના ઘરમાં અથવા સમાજમાં સારૂં વાંચન કરનાર હોય તેણે તેમને કુટુંબમાં વિદ્યાનો પ્રચાર કરનાર સાંપડયો છે તેમ સમજી લેવું જોઈએ. સારૂં વાંચન બહુ મોટો ગુણ છે અને તેથી શાળામા તેનું શિક્ષણ ફરજીયાત રીતે ઉત્તમ પદ્ધતિથી આપવું જોઈએ. સારૂં વાંચવા માટે બે ગુણોની આવશ્યકતા છે, એક શારીરિક અને બીજો માનસિક

## શારીરિક ગુણ

૧. સ્વચ્છ ઉચ્ચાર અથવા શબ્દોમાં જે સ્વર અને વ્યંજનો ઉપયોગમાં આવે તેમનો સ્પષ્ટ અને શુદ્ધ ઉચ્ચાર કરવો જોઈએ. શબ્દના અંતે જે અક્ષરો હોય છે. તેમનો ઉચ્ચાર ઘણા લોકો ઘણું કરીને અસ્પષ્ટ કરે છે. તેમનો ઉચ્ચાર પણ સ્પષ્ટ રીતે કરવો જોઈએ.

૨. એક અક્ષરને બીજા સાથે સંધિના નિયમો ધ્યાનમાં રાખીને વાંચવો જોઈએ. દા. ત. તાજમહેલ એટલે તાજ + મહેલ એવી રીતે વાંચવું જોઈએ. પણ તાજમહેલ એવી રીતે વાંચવું ભૂલભરેલું છે.

૩. વાંચનને સાંભળનાર સરળતાથી સાંભળી શકે તેટલે મોટેથી વાંચવું જોઈએ. પરંતુ સાંભળનારના કાનને અપ્રિય લાગે તેટલે

મોટેથી વાંચવું જોઈએ નહિ. વળી વર્ગની બહાર પણ સંભળાય તેટલે મોટેથી વાંચવું નહિ.

૪. વાંચનમાં સ્વરભેદ એટલે બોલવામાં ચઢાવ અને ઉતારને ધ્યાનમાં રાખવા જોઈએ. એક જ સ્વરથી વાંચવાથી સાંભળનાર જલદી થાકી જાય છે. પણ જો વાંચવામાં વિચાર સહિતનો ચઢાવ-ઉતાર હોય તો સાંભળનારને લાંબા વખત સુધી કંટાળો નહિ આવે. સ્વરભેદનો અર્થ એવો નથી કે જ્યાં ઠીક લાગે ત્યાં અવાજનો ચઢાવ ઉતાર કરી દઈએ. અથવા એક શબ્દ ઉતાવળે બોલીએ અને બીજો શબ્દ ધીરે બોલીએ. આનો નિયમ એ છે કે જ્યાં વીર અને રૌદ્ર રસ હોય ત્યાં સ્વર ચઢાવવો જોઈએ અને જ્યાં શાંત રસ હોય ત્યાં સ્વર પણ શાંત હોવા જોઈએ. આવી રીતે જો કોઈ વિશેષ મહત્ત્વની વાત કહેવી હોય તો તે વખતે સ્વર ચઢાવવો જોઈએ. અને જ્યાં ગંભીર ભાવ આવે ત્યાં સ્વર ગંભીર અને ધીમો થઈ જવો જોઈએ. સ્વરનો ઉતાર-ચઢાવ કરવો તે શારીરિક ગુણ છે. આવી રીતે વાંચવા માટે માનસિક બળની આવશ્યકતા છે.

૫. ઝડપ: વાંચન એકદમ ધીરેથી ન કરવું જોઈએ તેમ એકદમ ઝડપથી પણ ન કરવું જોઈએ. ધીરે વાંચવાથી સાંભળનારને આળસ આવવા માંડે છે અને તેને અર્થ સમજવામાં મુશ્કેલી પડે છે. જલ્દી વાંચવાથી પણ અર્થ સમજવામાં મુશ્કેલી પડે છે. વાંચવામાં કેટલી ઝડપ હોવી જોઈએ તેનો આધાર કયા વિષયનું પુસ્તક વાંચવામાં આવે છે તેના પર છે. જો વિષય શીખવવામાં આવે છે તે ઝડપથી પતાવવાનો હોય તો ઝડપથી જ વાંચવાનું યોગ્ય છે. જ્યારે દુઃખ પ્રગટ થતું હોય ત્યારે વાંચનારના મોંમાંથી શબ્દો દુઃખના શબ્દો ઝડપથી નીકળતા નથી તેથી વાંચનારે પણ ધીરે ધીરે વાંચવું જોઈએ. નિયમ પ્રમાણે તો અટકી અટકી વાંચવું કે એં એં, ઉં દોષયુક્ત માનવામાં આવે છે.

## આનસિક ગુણ

૧. મહત્ત્વના અનુસાર ઉચ્ચાર: વાક્યમાં બધા શબ્દો સરખા મહત્ત્વના નથી હોતા. કેટલાક વધારે મહત્ત્વના હોય છે, જ્યારે કેટલાક ઓછા મહત્ત્વના હોય છે. જે શબ્દો વધારે મહત્ત્વના છે તેનો ઉચ્ચાર તેના મહત્ત્વ અનુસાર કરવો જોઈએ. આ ક્રિયાને અવધારણ પણ કહે છે. અવધારણ બદલવાથી વાક્યનો અર્થ પણ કેટલીકવાર બદલાઈ જાય છે. દા. ત. આ ઘર જીવણલાલે ખરીદ્યું છે. (અર્થ: આ જ ઘર ખરીદ્યું છે, બીજું નહીં.)

આ ઘર જીવણલાલે ખરીદ્યું છે. (અર્થ–જીવણલાલે ઘર ખરીદ્યું છે બીજી કોઈ ચીજ નહિ.)

આ ઘર જીવણલાલે ખરીદ્યું છે. (અર્થ: જીવણલાલે ઘર ખરીદ્યું છે, બીજાએ નહીં.)

આ ઘર જીવણલાલે ખરીદ્યું છે. (અર્થ: તેણે ખરીદ્યું છે, બાપદાદાથી કે દાનપુણ્યમાં મળ્યું નથી.)

યોગ્ય અવધારણ આપતાં, પહેલાં વાક્યનો ભાવ સમજવાનું પ્રથમ જરૂરી છે.

અવધારણ બતાવવાની ઘણી રીતો છે.

કોઈ પણ વાતને જોરથી કહેવી. કેટલીક વાર દરેક અક્ષર વધારે સ્પષ્ટતાથી કહેવો, રોકાઈને વાંચવું, હાથ અથવા મોઢાના ઇશારાથી બનાવવું વગેરે.

### વિરામ

કયા કયા અક્ષરોને એક સાથે વાંચવા જોઈએ અને તે વાંચ્યા

પછી અટકવું જોઈએ? વિશેષણનો સંબંધ વિશેષણ અને વિશેષ્ય જોડે હોય છે. એટલે વિશેષણ અને વિશેષ્ય એક સાથે વાંચવાં જોઈએ. આવી રીતે છઠ્ઠી વિભક્તિના નામ અને સર્વનામ સાથે શબ્દનો સંબંધ હોવો જોઈએ. ક્રિયાવિશેષણ બની શકે ત્યાં સુધી ક્રિયાપદ સાથે જ વાંચવાં જોઈએ, ઉદ્દેશની સાથે ઉદ્દેશવર્ધક શબ્દો વાંચવા જોઈએ. આવી રીતે કર્મ સાથે તેના સંબંધી શબ્દો વાંચવા જોઈએ. આવી રીતે વાંચવાથી ઘણુંખરું વિરામ અંગેનું જ્ઞાન આપોઆપ થઇ જશે અને સાંભળનારને અર્થ સમજવામાં મુશ્કેલી લાગશે નહિ. નીચે શુદ્ધ અને અશુદ્ધ વિરામના નમૂના આપવામાં આવ્યા છે.

### અશુધ્ધ વિરામ

સંધ્યાકાળ ની છાયા. સુમસામ તળાવમાં ચારે બાજુ. ફેલાવા લાગી.

પાછળથી તેણે પહાડને પણ. આવરી લીધો થોડાક વખતમાં તે છાયાએ. સંસારનો અંધાર. સમુદ્રમાં ડુબાડી દીધો. તે નિર્જન. વનમાં બે ભાઈઓએ. ઘણા દિવસોના. માતૃસ્નેહને પ્રાપ્ત કર્યો.

### શુધ્ધ વિરામ

સંધ્યાકાળની છાયા સમસામ તળાવમાં ચારે બાજુ ફેલાવા લાગી. પાછળથી તેણે પહાડને આવરી લીધો. થોડાક વખતમાં તે છાયાએ સંસારનો અંધકાર સમુદ્રમાં ડુબાડી દીધો. તે નિર્જન વનમાં બે ભાઈઓએ ઘણા દિવસોના માતૃસ્નેહને પ્રાપ્ત કર્યો.

ઉપર આપેલાં વિરામો જોવાથી ખબર પડશે કે કેટલા શબ્દો એક સાથે બોલવા જોઈએ તેનો કોઈ નિયમ નથી. એક જ સાથે

કેટલાયે શબ્દો વાપરી શકાય. વિરામ ચિન્હોમાં જેટલા સંબંધી શબ્દો હોય તે એક સાથે વાંચી શકાય તે ધ્યાન રાખવું જોઈએ. આમ કરવા માટે માનસિક બળની આવશ્યકતા છે.

## માનસિક શીઘ્રતા

વાંચતી વેળા જ્યારે મોંમાંથી શબ્દનો ઉચ્ચાર કરવામાં આવે ત્યારે આંખ અને મનનાં પણ જુદાં જુદાં કાર્યો હોય છે. આંખો દોડીને આગળના શબ્દો જોવાની કોશીશ કરે છે અને મન તેનો અર્થ સમજવાનો પ્રયત્ન કરે છે. આ કામ જેટલી વારમાં પહેલા શબ્દોનો ઉચ્ચાર કરવામાં આવે તેટલી જ વારમાં કરી લેવું પડે છે. જો વાંચનારમાં માનસિક શીઘ્રતા હોય તો આ કામ તેટલી જ વારમાં કરી શકશે, નહિ તો પહેલાંનો શબ્દ વાંચી શકશે તેટલી વારમાં આગળના શબ્દોનો અર્થ સમજી શકશે નહિ. તેને વાંચવાનો વખત આવશે એટલે વાંચનાર અટકી અટકીને વાંચશે.

## ભાવપૂર્વક વાંચવું

માની લઈએ કે નીચે આપેલું વાક્ય વાંચવાનું છે.

ચોબાજી—(મોંઢું ચઢાવીને) બહુ સારૂં, બહુ સારૂં, તમારૂં માથું, તે ક્યારનીયે બૂમો પાડી રહી છે. હું પણ કહું છું. આ ચાલ્યો, હવે જરાક છાનો તમારો બકવાટ બંધ થતો નથી. હવે વેળાસર ચાલ્યા જાવ. નહિ તો હું આને પકડતો મૂકી તમારા પર જ લાડી અજમાવીશ. ચલો નીકળો, (કહીને બહાર ધકેલે છે.)

આ ફકરામાં ક્રોધરસ ભર્યો છે. આ માટે વાંચનારને ચોબાજીનો ભાવ ધારણ કરી ગુસ્સાપૂર્વક વાંચવું જોઈએ. જ્યાં પકડીને કાઢી મૂકવાનો ભાવ આવે છે ત્યાં વાંચનારને પણ હાથ-મોંના એવા ઈશારા કરવા જોઈએ કે વાંચનારના રૂપથી પણ કાઢી મૂકવાનો અર્થ સ્પષ્ટ

થાય. આને ભાવપૂર્વક વાચવાનું કહે છે. ઉપર લખેલાં વાક્યોને સ્પષ્ટતા અને ઝડપથી વાંચવામાં આવે તોપણ તેનો અર્થ સાંભળનાર સમજી શકશે નહિ, કારણ કે આમાં જેટલી અર્થની આવશ્યકતા નથી તેટલી ભાવની છે.

## સમજીને વાંચો

જ્યાં સુધી વાંચનાર જે કંઈ વાંચે છે તેનો અર્થ પોતે જ સમજતો નથી ત્યાંસુધી તેનું વાંચન યોગ્ય પદ્ધતિથી થઈ શકતું નથી. ન તો તે યોગ્ય શબ્દો પર જરૂરી વજન આપી શકશે, ન તેમાં કોઈ વાંચવાના ગુણો આવશે. આથી અર્થ સમજીને વાંચવું ઘણું જરૂરી છે. આ માટે જ પાઠ પૂરો થયા પછી વિદ્યાર્થીઓની પરીક્ષા લેવાનો નિયમ રાખવામાં આવે છે. શિક્ષકો ભાવાર્થ સમજાવ્યા પહેલાં જ વિદ્યાર્થીઓને પાઠ વંચાવી દે છે એવું પણ ઘણીવાર જોવામાં આવે છે. જ્યાં સુધી બાળક વાંચનનો અર્થ ન સમજી શકે ત્યાં સુધી તે સારી રીતે વાંચી શકતો નથી. આ માટે શિક્ષણપદ્ધતિમાં પ્રથમ શિક્ષકે વર્ગ સમક્ષ પાઠ વાંચી સંભળાવવો જોઈએ એવું બતાવવામાં આવ્યું છે. શુદ્ધ રીતે વાંચી સંભળાવવાથી અર્થ સમજવામાં સુગમતા થઈ જાય છે. શિક્ષકે વાંચવાનો હેતુ ફક્ત ભાવાર્થ સમજાવવાનો હોય છે. ભાવાર્થ સમજાવ્યા બાદ અને પુનરાવર્તન સમયે અથવા બીજે દિવસે ઘેરથી વિદ્યાર્થીને આપેલા પાઠ તપાસતી વેળા વાંચનની પરીક્ષા લેવી જોઈએ. કેટલાક શિક્ષકોનો એવો ભ્રમ છે કે વંચાવવું એ એક સરળ કામ છે. અને તેથી તે બાબતમાં વિશેષ ધ્યાન આપવાની જરૂર નથી. જ્યારે હકીકતમાં સારી રીતે વાંચતાં શીખવવું એ અઘરું કાર્ય છે. તેથી તે બાબતમાં પૂરતું ધ્યાન આપવું જોઈએ.

## વિદ્યાર્થીના વાંચનદોષ

પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓના વાંચનના નીચે આપેલા દોષો ઘણીવાર જોવામાં આવે છે.

૧ ગાયન સાથે વાંચવું.

૨ ઉચિત જગાએ અવધારણ ન આપવું.

૩. સંબંધી શબ્દો એકસાથે ન વાંચતાં બીનસંબંધી શબ્દો એક સાથે વાંચવા.

૪. વાંચવામાં ઉતાવળ કરી એક શબ્દનો ઉચ્ચાર બીજા શબ્દ સાથે મેળવી દેવો. બોધપૂર્વક વાંચવાનું શીખવવા માટે નાટક અને સંભાષણના પાઠ વધારે ઉપયોગી હોય છે. સુબોધ વાંચન ત્રીજા વર્ગથી શરૂ કરવું જોઈએ.

## પ્રકરણ ૯

# મનમાં વાંચન

### મનમાં વાંચવું

મનમાં વાંચવાનો અભ્યાસ શિક્ષકે ઊંચા વર્ગોમાં શરૂ કરવા જોઈએ. પણ જે વખતે આ અભ્યાસ શરૂ કરવામાં આવે તે વખતે શિક્ષકનું ધ્યાન જરૂર રહેવું જોઈએ. આ કામ માટે જે પાઠ આપવામાં આવ્યો હોય તે પાઠ્યપુસ્તકના પાઠોની સરખામણીમાં સરળ અવશ્ય હોય. નિયત સમયમાં કેટલો પાઠ વાંચવો તે પણ નિશ્ચિત કરી દેવું જોઈએ. છોકરાઓએ વાંચ્યું છે કે નહિ અને કેટલું વાંચ્યું છે તે· જોવા માટે અંતમાં થોડા પ્રશ્નો પૂછવા જોઈએ જો શાળામાં બાળકોને ઉપયોગી પુસ્તકો હોય તો ઊંચી કક્ષાઓનાં વિદ્યાર્થીઓને શાળામાં થોડા વખત માટે વાંચવા દેવાં જોઈએ. અઠવાડિયામાં ઓછામાં ઓછો એક કલાક આ કામ માટે આપવો જોઈએ. આથી કેટલાયે લાભ થશે

૧. બાળકોને પાઠ્યપુસ્તકો સિવાય બીજી ચોપડીઓ વાંચવાનો શોખ કેળવાશે.

૨. બહારનાં પુસ્તકો સ્વતંત્રતાથી વાંચવામાં આનંદ અનુભવે.

૩. બાળક જે કંઈ વાંચે તેનો અર્થ પણ પોતે જ કાઢી શકે.

૪. તે સ્વાવલંબી બની શકે, કારણ કે શાળા છોડયા બાદ અર્થ સમજાવવા તેઓને કોઈ શિક્ષક મળવાનો નથી.

૫ શાળા છોડયા બાદ લોકોને ઘણું કરીને મનમાં જ વાંચવુ પડે છે અને મોટેથી વાચવાને બદલે મનમા વાંચવાથી નિયત સમયમાં વધારે વાચી શકાય છે મનમા વાંચવાથી વિદ્યાર્થીઓની જોડણી પણ સુધરે છે.

જો શાળાના પુસ્તકાલયમાં યોગ્ય પુસ્તકો ન હોય તો પાઠ્યપુસ્તકમાંથી થોડા સરળ પાઠો આ કામ માટે બાકી રાખવા જોઈએ અને નિયત સમયમાં તેઓને મનમાં વાંચીને અર્થ સમજવા માટે કહેવું જોઈએ. શિક્ષકે બાળકોને શબ્દકોશ દ્વારા અર્થ શોધી કાઢવાની યુક્તિ પણ બતાવવી જોઈએ, કારણ કે આગળ શાળા છોડયા બાદ તેમને પોતે જ અર્થ શોધવાના હોય છે. બાળકે પાસેનાં બાળકો ન સાંભળે તેવી રીતે વાંચવુ જોઈએ અને વાચવા માટે બાળકોને રસ પડે તેવા પાઠોની પસંદગી કરવી જોઈએ. મનમાં વાંચવાનો અભ્યાસ ત્રીજાવર્ગથી જ શરૂ કરવો જોઈએ. બીજા વર્ગના બાળકોને વાંચવા માટે નાનાં નાનાં માસિકપત્રો આપવાં જોઈએ.

વાંચવામાં કાચાં બાળકોને કેવી રીતે અભ્યાસ કરાવવો જોઈએ ? દરેક વર્ગમાં થોડાઘણા વાંચવામાં કાચા વિદ્યાર્થીઓ જરૂર મળશે. જો શિક્ષક તેમના પર વિશેષ ધ્યાન આપે અને તેમના પાસે વારંવાર વંચાવ તો સારાં બાળકોને સજા થાય, કારણકે તે હોશિયાર હોવાથી તેમના પર શિક્ષક ઓછું ધ્યાન આપે છે. આપણે તો સારાં બાળકોને અન્યાય ન થાય અને કાચાં બાળકો સાથે બેપરવાઈ ન થાય આવો મધ્યમ માર્ગ અનુસરવો મુશ્કેલ છે. ગમે તે થાય પણ કાચાં બાળકો

પર ધ્યાન દેવું જરૂરી છે. નાની ઉમરમાં હોશિયાર બાળકોનો અભ્યાસ ઓછો થાય તોપણ ચિંતાનું કારણ નથી. બુદ્ધિમાં ચૈતન્યવાળાં બાળકો શરીરે દુર્બળ હોય છે. તેમને રમતગમતની વધારે જરૂર હોય છે. જે વખત બાળકોને વિશેષ અભ્યાસ કરાવવો હોય ત્યારે સામાન્ય હોશિયાર બાળકોને રમતગમત શીખવવી જોઈએ. સામાન્ય બાળકોને બે ભાગમાં વહેંચી શકાય, એક તો વિષયમાં સારા હોવા છતાં છલ, દંડ અથવા માનસિક દોષોથી વાંચવામાં પાછા પડી જાય છે. અને બીજા મંદ બુદ્ધિના બાળકો હોય છે. કોઈ બાળક ગણિતમાં હોશિયાર હોય અને વાંચવામાં કાચો હોય તો તેને ગણિતનું કામ ઓછું આપી બાકીનો સમય વાંચવામાં લગાડી શકાય. પણ મંદ બુદ્ધિનાં બાળકોને કઈ રીતે શીખવવું તે નક્કી કરવું અઘરું છે. પાઠ શરૂ કરતાં પહેલાં તેમને અઘરા શબ્દો શીખવવા જોઈએ. જેથી બાળકો તે શબ્દો વાંચે ત્યારે અઘરા લાગે નહિ વર્ગમાં જ્યારે કાળા પાટીયા પર શબ્દો લખવાની જરૂર હોય ત્યારે શિક્ષકે આવા વિદ્યાર્થીઓ પાસે લખાવવા જોઈએ. વંચાવવાનું કામ પણ આવાં બાળકો પાસે વધારે લેવું જોઈએ. ઘણું કરીને શિક્ષકો આવાં કાચાં બાળકોને બેસાડી મૂકે છે તથા કોઈવાર દબડાવે છે. પરંતુ આવી રીતે દબડાવવાથી તેમના મનમાં આઘાત લાગે છે. તેમનો ઉત્સાહ વધારવાનું અને તેમની હિંમત કેળવવાનું શિક્ષકનું પ્રથમ કાર્ય છે. શિક્ષકે જરૂર પડે ત્યારે તેમને શાબાશી પણ આપવી જોઈએ. મંદ બુદ્ધિનાં બાળકો ચેતનબુદ્ધિવાળાં બાળકો કરતાં વધારે મહેનત કરી શકે છે, તેથી તેમને નકલ કરવાનું કામ આપી શકાય. કાચાં બાળકોને જુદાં ભણાવવાથી આવાં બાળકોમાં હિંમત આવી જાય છે. જે બાળક પોતે એકલો સારું નથી વાંચી શકતો તે વિદ્યાર્થીઓ સાથે હિંમતથી વાંચી શકે છે. કાચાં બાળકોના વાંચનમાં દોષ કાઢવો ઠીક નથી. કારણ કે તેમ કરવાથી તેમની હિંમત તૂટી જાય છે. બાળક મંદબુદ્ધિનું હોય તેમાં તેનો દોષ નથી તેના ભાગ્યનો દોષ છે. તેથી તેમની સાથે માયાળુ વર્તાવ રાખવો જોઈએ. હિંમતથી જે કાર્ય

થઈ શકે છે તે બીજી કોઈ રીતે થઈ શક્તુ નથી. એક્ટ્રયમ દેશમાં મંદ બુદ્ધિનાં બાળકોને શીખવવાની નવી નવી યોજનાઓ શરૂ કરવામા આવી છે. આવાં બાળકોને જુદા વર્ગ અથવા જુદી શાળામાં ભણાવવામાં આવે છે. તેમની પાસે કાર્ડબોર્ડનુ કામ, સુથારીતું કામ, કાગળ કામ વગેરે કામ કરાવીને જુદાજુદા વિષયોનું જ્ઞાન આપવામાં આવે છે. તેમને મૌખિક શિક્ષણ ઓછું અને કામ અંગેનું શિક્ષણ વધારે આપવામાં આવે છે. આ પદ્ધતિથી મંદબુદ્ધિનાં બાળકો સુધરી જાય છે. આજની બુનિયાદી તાલીમમાં પણ આ જ ભાવના છે. પણ ઉદ્દેશ બીજો છે

## પ્રકરણ ૧૦

### ત્રીજા અને ચોથા વર્ગમાં પાઠયપુસ્તક શીખવવાની પદ્ધતિ

આ વર્ગોમાં પુસ્તક વાંચનનો હેતુ જ્ઞાન ઉપાર્જનનો છે પહેલા બે વર્ગોમાં મુખ્ય બાળકોની મુશ્કેલીઓ નીચે મુજબ છે :–

૧. અક્ષરો અને શબ્દોનુ સ્વરૂપ જોઈને ઉચ્ચારણનો ખ્યાલ આવી જવો.

૨. ઉચ્ચારણ સાંભળીને શબ્દો અને અક્ષરોનો ખ્યાલ આવી જવા.

૩. ઉચ્ચારણ શુદ્ધ રીતે બોલવુ

૪. શબ્દો જોઈને શુદ્ધ રીતે લખવા.

આ મુશ્કેલીઓ દૂર કરવામાં લગભગ બે વરસ લાગી જાય છે. પણ ત્રીજા અને ચોથા ધોરણમા વાંચન શીખવવાનો હેતુ બીજો હોય છે.

૧. નવું જ્ઞાન મેળવવું આ વર્ગોનો મુખ્ય હેતુ વાંચીને બાળકને જ્ઞાન ઉપાર્જન કરવાનો હોવો જોઈએ. બાળક જે કંઈ વાંચે તેનો

અર્થ સમજવા પ્રયત્ન કરે. આ રીતે દરેક પાઠનો સાર શિક્ષક અગાઉથી બતાવે નહિ અને પોતે પણ વાંચીને અર્થ સમજાવવામાં મદદ ન આપે. ત્રીજા વર્ગમાં આવનાં જ બાળક વાંચનનો અર્થ પોતાની મેળે કાઢી લે તેવું માનવુ ઉચિત નથી. ત્રીજા અને ચોથા વર્ગના પુસ્તકમાં કેટલાક પાઠ એવા હશે જેનો અર્થ સમજાવ્યા વિના બાળક કાઢી શકે નહિ. આ માટે શિક્ષકે ૐ ભાગ સરળ હોય તેવો ભાગ પસંદ કરવો જોઈએ. આ પાઠ શિક્ષક નમૂનાનો પાઠ આપ્યા સિવાય શીખવે. પાઠના બીજા બે ભાગો બીજા વર્ગ પ્રમાણે શીખવે. ચોથા વર્ગમાં અર્ધો પાઠ પહેલી પ્રણાલીથી અને બીજો અડધો પાઠ બીજી પ્રણાલીથી ભણાવવો જોઈએ. આ રીતે બાળકો બે વરસમાં સાધારણ ભાષામાં લખેલા પાઠો અને તેમને જે કંઈ ભણાવવામાં આવે તેનો અર્થ સમજી શકે તેવું શિક્ષણ આપવું જોઈએ. આ સિવાય અઠવાડિયામાં એક બે કલાક કોઈ સ્વતંત્ર પુસ્તકો વાંચવા માટે આપવાં જોઈએ. મનમાં વાંચવાનો અભ્યાસ ત્રીજા વર્ગથી શરૂ કરી દેવો જોઈએ.

### બોધપૂર્વક પાઠ શીખવવો

૨. બોધપૂર્વક શીખવવાની શરૂઆત ત્રીજા વર્ગથી કરવી જોઈએ. અને આ કામ દસમા વર્ગ સુધી ચાલુ રાખવું જોઈએ. શિક્ષકને વાંચતાં જોઈને બાળકો જેટલી ઝડપથી કામ શીખી શકશે તેટલી ઝડપથી બીજી કોઈ રીતે શીખી શકશે નહિ. આ માટે શિક્ષકે વારંવાર પાઠો નમૂનારૂપે વિદ્યાર્થીઓને શીખવવા જોઈએ. બની શકે ત્યાં સુધી નિયમો બતાવવા જોઈએ નહિ અને બતાવવાની જરૂર પડે તો પણ ન બતાવવા જોઈએ. એક બીજી વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે જ્યાં સુધી ગુરુ અને શિષ્ય વચ્ચે પરસ્પર મેળ ન હોય ત્યાં સુધી બાળકોને બોધપૂર્વક શીખવવું અઘરૂં પડશે. જો શિક્ષકનો ધાક બાળકો પર વધારે હોય તો પ્રેમપૂર્વક શીખવવાનું કદી શક્ય બનતું નથી, કારણ કે તેઓ બોલતાં ડરે છે કેટલાક શિક્ષકો એવા પણ હોય છે કે

જો બાળક ભાવથી વાચવા લાગે તો તેને શિક્ષક પોતાની નકલ કરતો હોવાનુ ગણે છે અને બાળકને તે બદલ સજા ભોગવવી પડે છે શાળા બહાર વિદ્યાર્થીઓ ઘણા રસથી કવિતા ગાતા હોય છે તેમ ઘણીવાર બને છે પણ તેમને શાળામા ગાવાનું કહેવામા આવે તો તે ગાઈ શકતા નથી. શિક્ષક આગળ રસપૂર્વક કવિતા ગાવાથી શિક્ષકનુ અપમાન થાય છે તેનુ બાળકો માને છે જ્યારે વાર્તાલાપના પાઠો આવે ત્યારે પરસ્પર વિદ્યાર્થીઓ તે સવાદરૂપે જ વાચે. આથી બે પ્રકારના લાભ છે, એક તો વિદ્યાર્થી ભાવપૂર્વક વાચવાનુ શીખે છે અને બીજું પાઠની ભાષા રમતા રમતા મોઢે થઈ જાય છે. કેટલાક પાઠોમા આખા સવાદ હોતા નથી પણ તે પાઠોમા જેટલો સવાદનો ભાગ તેટલો જ વાર્તાલાપની રીતે વંચાવવો જોઈએ. આવી રીતે જ્યા પ્રશ્નોત્તરમા દોહરા હોય ત્યા પ્રશ્નની લીટી એક વિદ્યાર્થી પામે અને ઉત્તરની લીટી બીજા વિદ્યાર્થી પાસે કહેવરાવવી જોઈએ પાઠ્યપુસ્તકની બહારનો સવાદ મળે તો તેનો ઉપયોગ કરવો જોઈએ. ગદ્યમાં આવા ઘણા સવાદો સુગમતાથી મળી રહે છે.

## ૩ શબ્દાર્થ શીખવવાના નિયમો

પહેલા અને બીજા વર્ગમા શબ્દાર્થ ન બતાવવા જોઈએ, કારણ કે નિયમાનુસાર શબ્દાર્થ બતાવવાની મનાઈ કરવામા આવી છે. અને ત્રીજા શબ્દાર્થને બદલે તે પ્રત્યક્ષ વસ્તુ કે તેનુ ચિત્ર બતાવી સમજાવવા જોઈએ ચોથા વર્ગમા બને ત્યા સુધી છઠ્ઠા અધ્યાયમા બતાવેલ પદ્ધતિનો ઉપયોગ કરવો જોઈએ. પરતુ આ વર્ગોમા કામ પડે ત્યારે એક શબ્દનો અર્થ બીજા શબ્દથી પણ બનાવી શકાય છે, પણ નિયમ આ છે કે અજાણ્યા શબ્દથી બનાવેલ શબ્દ સરલ હોવા જોઈએ અને એકની જગ્યાએ બીજો મૂકવાથી વાક્ય અશુદ્ધ ન બનવુ જોઈએ આ સિવાય અજાણ શબ્દમા કોઈ વિશેષ ભાવ હોય તો તે પ્રથમ બતાવવો જોઈએ અને પછી તેનો શબ્દાર્થ બતાવવો જોઈએ. જેની રીતે થોડા એટલે

ટટ્ટુ આ શબ્દાર્થ ઠીક નથી કારણ કે ટટ્ટુ શબ્દમા વિશેષભાવ છે. એટલે ઘોડાને ટટ્ટુ ન કહી શકાય ટટ્ટુ નાના ઘોડાને કહેવામા આવે છે.

તેને સ્વચ્છતા બહુ પ્રિય છે. આ વાકયમા સ્વચ્છતા એટલે સફાઈ હવે એ જોવું જોઈએ કે શબ્દાર્થમાં કોઈ દોષ તો નથી. બન્ને શબ્દો ભાવવાચક નામ છે. એટલે વાકયનો અર્થ બદલાતો નથી. એક બીજો દાખલો લઈએ, તે માણસ દીન છે એટલે તેના ઉપર ઉપકાર કરવો જોઈએ. પણ જો દીનને બદલે ગરીબો મૂકવામાં આવે તો શબ્દાર્થ દુષિત થઈ જાય છે. ત્રીજો દાખલો લઈએ. શૈયાબિછાનું. એક શબ્દની જગાએ બીજો મૂકીએ તેથી વાકય દુષિત થતું નથી પણ શબ્દાર્થ દુષિત થાય છે કારણ કે શૈયાનો અર્થ ખાટલો છે અને બીછાનાને આપણે ધરતી પર પણ પાથરી શકીએ છીએ. શબ્દાર્થ બતાવવામાં શિક્ષક અનાયાસે કેટલીક ભૂલો કરી મૂકે છે. આનું કારણ એ છે કે ભાષામાં શબ્દોનો ઉપયોગ બારીકાઈથી જોવામા આવતો નથી. આ દોષ એટલો વધી ગયો છે કે પાઠયપુસ્તકોમાં પણ આનો વિચાર કરવામાં આવતો નથી. હવે કેટલાક લોકો એક શબ્દના બદલે બીજો વધારે અઘરો તેનો અર્થ આપે છે

| | |
|---|---|
| ખુરશી = વેત્રાસન | ટિકિટ = મૂલ્યપત્રિકા |
| દયાસાગર = કરુણા સિંધુ | ન્યાયાધીશ = મુન્સફ |
| વાદળ = પયોધર | સાવરણી = સંમાર્જની |
| સૂર્ય = રવિ | આનંદ = ઉલ્લાસ |
| મોસમ = ઋતુ | સ્ટેશન = અગ્નિરથ સ્થાન |

આવી રીતે મૂળ શબ્દ કરતાં આપેલ શબ્દાર્થ અઘરા હોય છે. આવી જગાએ શબ્દાર્થ આપવાને બદલે વાર્તાલાપથી તેના અર્થ સમજાવવાની કોશીશ કરવી જોઈએ. કેટલાક શબ્દો એવા હોય છે જેનો

શાબ્દિક અર્થ બીજો હોય છે, જ્યારે તેનો ઉપયોગ કોઈ વિશેષ અર્થમાં થાય છે. જેવી રીતે મુન્સફ એટલે ન્યાયકર્તા. પરંતુ આજકાલ તેનો અર્થ દિવાની મુકદ્દમો ચલાવનાર ન્યાયાધીશ થાય છે.

## ૪. શુદ્ધ રીતે વિચારો વ્યક્ત કરતાં શીખવવું.

જ્યારે શબ્દાર્થ વિચાર કરીને આપવામાં આવે તો તેનો ઉપયોગ પણ બહુ શુદ્ધ રીતે થશે. પોતાના વિચારો પ્રગટ કરવા માટે અને બીજાના વિચારો સારી રીતે સમજવા માટે ભાષાનો ઉપયોગ કરવામાં આવે છે આપણે બીજાના ભાવો ત્યારે જ સારી રીતે સમજી શકીએ છીએ જ્યારે આપણે પણ તેના કહેલા શબ્દોનો અર્થ સારી રીતે સમજી શકીએ. જો કહેનાર તેનો એક અર્થ લે અને સાંભળનાર બીજો અર્થ લે તો તે પોતાના વિચારો સ્પષ્ટ રીતે પ્રગટ કરી શકશે નહિ. માની લઈએ કે કહેનારે કહ્યું કે 'મારે કાલે સ્ટેશને જવાનો વિચાર છે.' આનો અર્થ આ થયો કે સ્ટેશન જવાનો વિચાર છે, હજી નક્કી નથી. હવે જો સાંભળનાર તેનો બીજો અર્થ લે કે તેણે સ્ટેશન પર આવવાનું વચન આપ્યું છે. અને આમ સમજીને તે સ્ટેશન પર તેની રાહ જુએ તો તેનું મન જરૂર દુઃખી થાય, કારણ કે સાંભળનારે આ શબ્દોનો એવો અર્થ લીધો છે, જે કહેનારના મનમાં ન હતો. કહેનાર તો એમ જ સમજે છે કે તેણે કોઈ વાયદો કર્યો નથી અને તેનું આમ સમજવું પણ ઠીક છે. પણ સાંભળનાર ભૂલથી એમ સમજી જાય છે કે તેણે આવવાનું વચન આપ્યું છે. સંસારમાં શબ્દોનો અર્થ સારી રીતે ન સમજવા બદલ ઘણી તકરારો અને વેરઝેર ઊભાં થાય છે. આથી ભાષાના શિક્ષણમાં પોતાના વિચારો શુદ્ધ રીતે સમજવા આ બન્ને વસ્તુઓ શીખવવી અનિવાર્ય છે. પણ આ કામ પ્રાથમિક શાળાઓમાં ઘણું ઓછું કરવામાં આવે છે. આનું શિક્ષણ માધ્યમિક શાળાઓમાં ઝીણવટથી કરાવી શકાય છે. આ કામ પ્રાથમિક શાળાઓમાં

પણ શરૂ કરી દેવું જોઈએ. બાળકોમાં વાતને વધારીને કહેવાની સ્વાભાવિક ટેવ હોય છે. જો એક બાળક બીજા બાળકને ભૂલમાં ધક્કો મારે તો એ સ્વાભાવિક છે કે બાળક શિક્ષકને આ વાત વધારીને કહેશે. આ વાતની તપાસ કરવી જોઈએ અને બાળકને પ્રશ્ન પૂછી કઢાવી લેવું જોઈએ કે હકીકતમાં શા કારણે તેને ધક્કો વાગ્યો છે. આવી રીતે બાળકો સચ્ચાઈ શીખશે અને શબ્દોની કિંમત પણ બાળકોને ખબર પડશે.

## ૫. ભાષા શીખવતી વેળા વ્યાકરણ શીખવવું જોઈએ નહિ.

ચોથા અને પાંચમા વર્ગથી વ્યાકરણ શીખવવાની રજા શિક્ષણ વિભાગમાં હોય છે. પણ પ્રશ્ન એ છે કે વ્યાકરણ ભાષા શીખવતી વેળા જ ભણાવવું કે જુદું? મારા મન્તવ્ય અનુસાર વ્યાકરણ જુદું શીખવવું જોઈએ, કારણ કે વ્યાકરણમાં રૂપ, પરિભાષા અને દાખલાઓ ઉપર વિશેષ ધ્યાન આપવાનું હોય છે અને ભાષામાં અર્થ શીખવાડવામાં વધારે ધ્યાન આપવું પડે છે. આવી રીતે બે મુશ્કેલીઓ બાળકો સમક્ષ એક જ સાથે આવતા તેમના મનમાં મુંઝવણ થાય છે. આ માટે ભાષા સાથે વ્યાકરણ ન શીખવવું જોઈએ, વ્યાકરણ જુદું શીખવાડવું જોઈએ. કોઈ પણ પાઠનો અર્થ સમજાવી દીધા પછી જો વાક્ય પૃથક્કરણ અને વ્યાખ્યાને પાઠના વાક્યોમાંથી કરાવવામાં આવે તો ઘણું સારૂં કહેવાય.

## ૬. વિષય સંબંધી પાઠ શીખવવાની પદ્ધતિ.

પાઠ્ય પુસ્તકોમાં સ્વચ્છતા, ઇતિહાસ, પ્રાકૃતિક ભૂગોળ, વિજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર વગેરે જુદા જુદા વિષયો સંબંધી પાઠો આપેલા હોય છે. આવા પાઠો રાખવાના બે હેતુઓ હોય છે. એક ભાષા શીખવવાનો અને બીજો જુદા જુદા વિષયો સંબંધી થોડુંઘણું જ્ઞાન આપવાનો હોય છે. પહેલો હેતુ મુખ્ય છે પણ કેટલીકવાર જ્યાં સુધી વિષય સમજવામાં ન આવે ત્યાં સુધી ભાષા સરળ હોય તો પણ સમજમાં આવતી

નથી. આથી આવા પાઠોનું શિક્ષણ આપતાં પહેલાં વાર્તાલાપ, અવલોકન અને પરીક્ષા દ્વારા જ્ઞાન આપી દેવું જોઈએ અને ભાષાનું શિક્ષણ પાછળથી આપવું જોઈએ. આમ કરવાથી બાળકોને એક વખતમાં એક જ પ્રકારની મુશ્કેલી દૂર કરવાની રહેશે. બે પ્રકારની મુશ્કેલીઓ એક સાથે નહિ આવે. વનસ્પતિશાસ્ત્ર અંગેના પાઠોમાં પાઠનો સાર અવલોકનથી અથવા પરીક્ષાથી અગાઉથી જ બતાવી દેવો લાભકર છે. પણ ઇતિહાસ સંબંધી પાઠોમાં જો કેવળ સાર જ આપવામાં આવે તો બાળકોને રસ પડશે નહિ, કારણ કે માણસની માનસિક પ્રવૃત્તિ એવી હોય છે કે મન વ્યક્તિના ભાવ બાજુ જાય છે. પહેલાંથી જ જો ઇતિહાસનો સાર આપી દઈએ તો બાળકોને તે વાંચવામાં રસ નહિ પડે. આ માટે જ પાઠ્યપુસ્તકોમાં વ્યક્તિઓનાં ચરિત્રો–વાર્તાઓ–સંવાદ–નાનાં નાનાં એકાંકી નાટકો આપવામાં આવે છે. ઇતિહાસ શીખવવાનો નિયમ એ છે કે પહેલાં માણસનો સ્વભાવ અને તેના સ્વભાવથી જે કામો થયાં હોય તો તેનું વર્ણન બારીકાઈથી કરવું જોઈએ અને પાઠનો સાર બાદમાં આપવો જોઈએ. અકબર અને બીરબલની ઘણીયે વાર્તાઓ બાળકોએ સાંભળી હશે. આવી વાર્તાઓ તે આનંદથી શીખે છે. વાર્તા શીખવ્યા પછી બાળકોને કહેવામાં આવે કે અકબર હિંદુ અને મુસલમાનોને સમદૃષ્ટિથી જોતા. હિંદુ તેના રાજ્યથી સંતુષ્ટ હતા અને આવી રીતે મોગલ સામ્રાજ્યને મજબૂત કરી આ રીતે બાળકો પાઠને સારી રીતે સમજી શકે છે.

હોય. અર્થાત્ અષાડ અને શ્રાવણ માસમાં શિક્ષકે ઋતુઓ અને પવનનું અવલોકન જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે કરવું જોઈએ. અને પછી આ પાઠ શીખવવો જોઈએ. આમ કરવાથી બાળકો પાઠ શીખવાનાં પહેલાં પૃથ્વીપર પાણી છે, તેની વરાળ થાય છે, ગરમીમાં વરાળ વધારે ઉત્પન્ન થાય છે, આ દક્ષિણ મહાસાગરમાં વધારે હોય છે, જેઠ માસમાં ભારતની ધરતી ખૂબ તપે છે, પણ દક્ષિણદિંદનો મહાસાગર ઠંડો હોય છે, આથી અષાડ માસમાં નૈઋત્ય અને અગ્નિ દિશામાંથી ભેજવાળી હવા આવે છે, વગેરે જ્ઞાન મેળવી લેશે. સ્વચ્છતા અને સ્વાસ્થ્યના નિયમો શીખે અને તે અનુસાર વર્તન કરે માટે જ આ પાઠો રાખવામાં આવે છે. આ કારણથી દરેક પાઠ શીખવીને છેવટે બાળકોને આ નિયમો પ્રમાણે વર્તવાનું પ્રોત્સાહન આપવું જોઈએ. સ્વચ્છતાના શિક્ષણની અસર બુદ્ધિ ઉપર જ નહિ પણ મન ઉપર થવી જોઈએ. અને બાળકોને સારી રીતે સમજાવી દેવું જોઈએ કે કેવી રીતે વર્તવાથી સ્વચ્છતા જળવાય છે અને કેવી રીતે વર્તવાથી જળવાતી નથી.

## ૭. ભાવાર્થ શીખવવો

ભાવાર્થ સમજાવવાના થોડા નિયમો છઠ્ઠા પ્રકરણમાં આપવામાં આવ્યા છે. આ સિવાય બાકી રહેલ થોડા અહીં આપવામાં આવ્યા છે. પણ આ નિયમો ફક્ત ત્રીજા અને ચોથા વર્ગ માટે જ છે એમ સમજી લેવાનું નથી. જરૂરિયાત અનુસાર દરેક જગાએ આ નિયમોનો ઉપયોગ કરી શકાય છે. કોઈપણ વાત સમજમાં ન આવે તો તે સમજવા માટે નીચેની પદ્ધતિ ઉપયોગમાં લઈ શકાય.

### ક. કોઈ પણ વાતને બદલીને બીજા રૂપમાં કહેવી

દા. ત. "અલાઉદ્દીન પહેલો મુસલમાન બાદશાહ હતો જેણે નર્મદા નદીના પારના દેશો નહિ પણ કૃષ્ણા નદીના દક્ષિણે આવેલ મુલકો

પણ જીત્યા હતા." આ વાતને બદલીને આવી રીતે પણ કહી શકાય છે: "જૂના વખતમાં ઘણા બાદશાહો થયા. પણ નર્મદાની દક્ષિણના પ્રદેશો કોઈએ જીતેલા નહિ. અલાઉદ્દીન એક મુસલમાન બાદશાહ હતો. તેણે નર્મદા નદીની દક્ષિણે આવેલ દેશો જીત્યા હતા અને પાછળથી એણે કૃષ્ણા નદીની દક્ષિણે આવેલાં મુલકો પણ જીતી લીધા" આવી રીતે રૂપ બદલતી વખતે વાક્યરચના પહેલાંથી સરળ થઈ જાય તથા વિચારશૈલી પણ પહેલાંથી સ્પષ્ટ થઈ જાય તે વાતનો ખ્યાલ રાખવો જોઈએ. વિચારશૈલી વધારે સ્પષ્ટ કરવા માટે શિક્ષક ઉપર્યુક્ત વાક્યને આવી રીતે પણ બતાવી શકે છે. "અલ્લાઉદ્દીને બે કામો એવાં કર્યાં જે પહેલાં કોઈ મુસલમાન બાદશાહ કરી શક્યો ન હતો. અ. નર્મદાના દક્ષિણના પ્રદેશો જીતવા, બ. ગોદાવરી અને કૃષ્ણા નદીઓ પાર કરીને દક્ષિણના પ્રદેશો જીતવા."

### ખ. કોઈ પણ જાણેલી વસ્તુને સરખાવીને બતાવવી.

દા. ત. આર્ય અને અનાર્ય. વર્તમાન કાળમાં બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્યની જેટલી જાતો છે તે બધી આર્ય વંશની છે પણ ગોંડ, ભીલ કોલ કિરાત વગેરે અનાર્ય વંશની છે. આર્ય અને અનાર્યોનાં રૂપ અને રહેણીકરણીમાં તફાવત બતાવવા માટે આ બે પ્રકારની જાતિઓમાં જે અંતર પ્રત્યક્ષ દેખાય છે તે અવલોકન દ્વારા કઢાવવું જોઈએ અને પછી એ પણ બતાવવું જોઈએ કે હજારો વર્ષોથી ગરમ પ્રદેશમાં રહેવાથી આર્યવંશની જાતિઓ શરીરે કમજોર, રંગે શ્યામ, અને થોડી કદરૂપી થઈ ગઈ છે જ્યારે આ જાતિ પ્રથમ હિંદુસ્તાનમાં આવી હશે ત્યારે રૂપરંગમાં કાબૂલી અને કાશ્મીરીઓ જેવી હશે. અનાર્ય જાતિઓ જેવી પહેલાં હતી તેવી આજે છે. બીજો દાખલો લઈએ, "ઇંગ્લેંડ એક ઠંડો પ્રદેશ છે અને હિન્દુસ્તાન એક ગરમ પ્રદેશ છે." આટલું કહી દેવાથી ઇંગ્લેંડ ઠંડો પ્રદેશ છે તે બાબતનું પૂરેપૂરું જ્ઞાન થઈ જતું નથી. શિક્ષકે બતાવવું જોઈએ કે હિંદમાં માગશર, પોષ, મહા અને

ફાગણ માસમાં જેવી ઋતુ હોય છે તેવી ઋતુ વિલાયતમાં ગરમીના દિવસોમાં હોય છે. ત્યારે બાળકો કલ્પના કરી શકશે કે ત્યાં ઠંડી ઋતુમાં હવામાન કેટલુ ઠંડું રહેતું હશે.

## ગ. બાળકોના અનુભવનો ઉપયોગ કરવો.

હવે આપણે બાળકોને આ વાત સમજાવવાની છે કે મુમતાઝ બેગમના મકબરા તાજમહેલનો પ્રત્યેક મિનારો ૧૫૦ ફૂટ ઊંચો છે. તો કોઈ પણ ૫૦ ફુટ ઊંચા ઝાડનો દાખલો આપવો જોઈએ. આવાં કેટલાં ઝાડો એકબીજા પર ઊભાં કરીએ તો તે મિનારાની ઊંચાઈને પહોંચી શકાય? આ વાત બાળકોને પૂછવી જોઈએ. તેના ઉત્તર બાળકો ત્રણ આપશે અને ઝાડની ઊંચાઈના અનુભવથી મિનારાની ઊંચાઈનું જ્ઞાન થશે.

## ઘ. બાળકોની કલ્પનાશક્તિનો ઉપયોગ કરવો.

દા. ત. પાણીપતની ત્રીજી લડાઈમાં મરાઠાની બે લાખ ફોજના સૈનિકોએ ભાગ લીધો. બાળકોને પૂછવામાં આવે કે તમારા ગામમાં કેટલા માણસો રહે છે ? બાળકો કહેશે એક હજાર. તો પછી પૂછવું જોઈએ કે આવાં કેટલાં ગામ ભેગાં કરીએ તો પાણીપતના મરાઠા સૈન્ય જેટલા માણસો થઈ જાય ? બાળકો ઉત્તર આપશે બસો ગામડાં. અહીં સુધી તો અનુભવનો ઉપયોગ થયો. હવે કલ્પનાનો ઉપયોગ આવી રીતે કરવો જોઈએ.

પ્રશ્ન: જો ગામમાં એક માણસ મરી જાય છે તો કેટલાં ઘરોમાં માણસો રડે છે.

ઉત્તર – કેટલાયે ઘરોમાં.

પ્રશ્ન – જો તે માણસ કુટુંબનો મુખ્ય માણસ હોય તો ?

ઉત્તર – તેથી પણ વધારે ઘરોમાં.

પ્રશ્ન – બે લાખ સિપાઈઓ જેમણે ભાગ લીધો હતો તે કયા દેશના હતા ?

ઉત્તર – મહારાષ્ટ્ર દેશના.

પ્રશ્ન – ઘણું કરીને કેટલી ઉમરના માણસો હશે ?

ઉત્તર – જુવાન અને કમાનાર.

પ્રશ્ન – લડાઈનું શું પરિણામ આવ્યું હશે ?

ઉત્તર – કેટલાયે માણસો માર્યા ગયા હશે.

પ્રશ્ન – માણસો મરવાથી શું પરિણામ આવ્યું હશે ?

ઉત્તર – તે દેશમાં જેટલા માણસો મરી ગયા હશે તેમની પત્નીઓ વિધવા થઈ હશે.

પ્રશ્ન – કેટલાં બાળકો બાપ વિનાનાં થઈ ગયાં હશે ?

ઉત્તર – અસંખ્ય.

આવા પ્રશ્નો પૂછવાથી બાળકોના મનમાં પાણીપતના યુદ્ધનો સાચો ખ્યાલ આવશે કે મહારાષ્ટ્ર દેશમાં કેવો હાહાકાર થયો હતો.

## ૮. ભાષા શીખવવાની છે, પાઠ વંચાવવાનો નથી.

કેટલાક લોકો સમજે છે કે થોડા નિયમિત પાઠ વરસમાં જરૂર ભણાવવા જોઈએ, પણ આ ખ્યાલ બરાબર નથી. કારણ કે પાઠ્ય-પુસ્તકમાં જેવી ભાષા લખેલ છે તેવી ભાષા વિદ્યાર્થી વાંચે, બોલી શકે

અને લખી શકે ત્રીસ અથવા ચાલીસ અથવા પચાસ પાઠો પૂરા કરવા એ ભાષાશિક્ષણનો હેતુ નથી. જો સારી રીતે શિક્ષણ આપવામાં આવે તો ૨૦–૨૫ પાઠ વંચાવવાથી પણ ઘણો લાભ થશે. જલદી જલદી પચાસ પાઠ પૂરા કરવાનો કંઈ અર્થ નથી. જે કામ કરવામાં આવે તે બરાબર કરવું જોઈએ અને વરસના અંતે પાઠયપુસ્તકમાંથી થોડા પાઠો રહી જાય તેનો કંઈ વાંધો નહિ. આપણે અમુક પાઠ વર્ષ દરમ્યાન પૂરા કરવા છે એવો નિયમ બનાવવો જોઈએ નહિ. મારા મંતવ્ય અનુસાર આવી આશા રાખવી વ્યર્થ છે.

૯ પાઠ મોઢે કરવા.

જો પાઠયપુસ્તકમાં અથવા કોઈ બહારના પુસ્તકમાં સુંદર અને મધુર ભાષામાં સારી વાત કહેવામાં આવી હોય તો તે યાદ કરાવવી જોઈએ. કવિતા જ યાદ કરાવવી તેવું કંઈ નથી, ગદ્ય પણ મોઢે કરાવવો જોઈએ. આ વિષયમાં બે વાતો ધ્યાનમાં રાખવી જોઈશે. એક તો પહેલાં અર્થ સમજવો જોઈએ અને પાછળથી મોઢે કરવો જોઈએ. અને બીજું જે પાઠ સુંદર અને શિક્ષાપ્રદ હોય તે જ મોઢે કરાવવો જોઈએ. કેટલાંક પાઠયપુસ્તકોમાં યાદ કરવા માટે સારા ગદ્ય અને પદ્ય આપવામાં આવે છે તે યાદ કરવા જોઈએ. પાઠ અને કવિતા એવી રીતે યાદ કરવાં જોઈએ કે તે બોલવામાં નાની ભૂલો પણ થાય.

## પ્રકરણ ૧૧

## નમૂનાનો પાઠ

## વનસ્પતિશાસ્ત્ર

**વિષય : બીજ**

જામફળનું ફળ કાપો. તમને એમાં ઘણાં બીજ દેખાશે. જુઓ આનાં ફૂલ કરમાઈ ગયાં છે, કારણ કે ફળમાં બીજ પડી ગયાં છે. તમારા હાથમાં ભીંડીનું ખીલેલું ફૂલ તો જુઓ, આમાં એક નળી છે. તેને પીળી ધૂળ ચોંટી છે. થોડી ધૂળ નળીના માથાને ચોંટી છે. આ ચેપથી ફૂલોમાં સફેદ અને કોમળ દાણા દેખાય છે. આ બીજ થોડા દિવસમાં સખત થઈ જશે. આવી રીતે બીજાં ઝાડોમાં પણ બીજ ઉત્પન્ન થાય છે. આવા બીજથી દર વર્ષે અગણિત નવાં ઝાડો પેદા થાય છે. જો કે ઘણાં ઝાડ સુકાઈ જાય છે અને ઘણાં કપાઈ જાય છે. તોપણ ઝાડોની સંખ્યા વધતી જાય છે. જો બીજ ન હોત તો મરી જાત. કપાસની એક ડાળી લો, જુઓ એમાં બે ફૂલો લાગેલાં છે. ફૂલના નીચેના ભાગમાં ચાર ખાનાં છે. દરેક ખાનાને તોડીએ તો તેમાં ત્રણ ચાર બીજ-

દેખાય છે. ફાગણ માસમા આંબાની ડાળ જુઓ તેના પર ફુલ લાગે છે જે મોર. છે. કપાસનુ ફૂલ મોટુ હોય છે અને મોર નાનો હોય છે કપાસમા પાખડીઓ હોય છે, મોરમાં હોતી નથી. હવે ઘઉંનું ડુંડું લો, તેની આસપાસ લીલા રગની ફૂલ જેવી પાંખડીઓ હોય છે. દરેક પાંખડીમાં એક એક કણ હોય છે. આવી રીતે બીજ જુદી જુદી રીતે પેદા થાય છે

ઘઉ, ચણા, ડાગર વગેરે દાણાને અનાજ કહેવામાં આવે છે. ઘણા લોકો તેને પીસીને તથા ઘણા ઉબાળીને ખાય છે. મગ, અડદ, તુવેર, અને વટાણાની દાળ બનાવીને ખાય છે. ઢોરોને ખોળ અને કપાસીયા ખવડાવે છે. ઘોડાને અડદ અને ચણા ખવડાવે છે. કોઈ કોઈવાર જંગલી જાનવર ખેતીનુ અન્ન ખાઈ જાય છે. પોપટ પણ અન્ન ખાય છે. આ આ રીતે અનાજ ખૂબ ઉપયોગી છે અને આથી જ તેની ખેતી થાય છે.

પાઠ : બીજ પહેલો પરિચ્છેદ. સમય : ત્રીસ મિનિટ.

આવશ્યક વસ્તુઓ :— કાળું પાટીયું, ચાક, ડસ્ટર, બીઊ, રીંગણ, ચપ્પુ, ભીંડાનું ફુલ અને બૃહદ્દર્શક કાચ.

હેતુ :—મુખ્ય હેતુ ભાષાશિક્ષણનો છે અને ગૌણ હેતુ બીજ સંબંધી જ્ઞાન આપવાનો છે.

| વિષય | પદ્ધતિ |
| --- | --- |
| ૧. સહાયકારી જ્ઞાન માટે ઝાડના મુખ્ય ભાગ :<br>મૂળ, થડ, પત્તાં, ફૂલ,<br>દરેકનું મુખ્ય કામ.<br>મૂળનું કામ : રસ ચૂસવો.<br>થડનું કામ : ડાળીઓ સંભાળવી, અને રસ પત્તાં સુધી પહોંચાડવો.<br>પત્તાંઓનું કામ : હવામાંથી ખોરાક મેળવવો, અને બે પ્રકારના ખોરાકને પચાવવો.<br>ફળનું કામ : બીજ પેદા કરવાં. | પ્રકૃતિ વિજ્ઞાનના પાઠોમાં આ સબંધમાં જે કંઈ જ્ઞાન મળ્યું હોય તે પ્રશ્નો દ્વારા પુનરાવર્તન કરાવવું જોઈએ. આ જ્ઞાનનો સંબંધ નવા જ્ઞાન સાથે છે. આથી આ સહાયકારક જ્ઞાન થયું. કોઈ પણ ઝાડ પાસે વર્ગના બાળકોને લઈ જઈને શિક્ષકે બતાવવું જોઈએ. |
| ૨. આરંભ : ( ખેતી સંબંધી )<br>અ. જામફળ અને બીજાં ફળોમાં જ્યારે બીજ આવી જાય છે ત્યારે ફૂલ સુકાઈ જાય છે. | ચોપડી ઉઘાડયા સિવાય મોઢેથી વાર્તાલાપ : જામફળ, ભીંડા અને ભટ્ટાં ચપ્પુ વડે કાપીને બધાને બીજ બતાવવાં જોઈએ. પછી આ ફળોના માથા પરનું ફૂલ જોઈએ તો તે કરમાઈ ગયેલું અથવા જમીન પર પડી ગયેલું જણાશે. જો ભીંડાના લીલા રંગનો ફુલને સામે રાખીને બૃહદ્દર્શક કાચથી પરાગ અને ચેપને જોવાનું કહેવામાં આવે અને ખાલી આંખો વડે જોવાનું પણ કહેવામાં આવે. પછી નળીને ચપ્પુ વડે કાપીને પરાગ બીજકોષ સુધી કેવી રીતે વધે તે બતાવવું જોઈએ અને નરમ દાણા બતાવવા |

ઘ. જ્યારે ફૂલ લીલા રંગનું હોય છે ત્યાં ફળ અને બીજ રહેતાં નથી.

ઙ. ફૂલમાં એક નળી હોય છે. અને નળીના મુખમાં અને આસપાસ પીળી ધૂળ હોય છે. મોઢા પરની ધુળ ચેપના કારણે ચોંટેલી હોય છે. આ ચેપ ધુળથી નળીમાં કોમળદાણા બની જાય છે. આ દાણા થોડા દિવસોમાં સખ્ત થઈને બીજ બની જાય છે. અને આ બીજથી નવાં ઝાડ પેદા થઈ શકે છે.

## ભાષાનું શિક્ષણ

અ. કઠીન શબ્દો વંચાવવા.

બ. વાંચન.

જાંબુફળને કાપો તો તેમાં ઘણાંયે, બીજ દેખાશે. જુઓ, આનું ફૂલ કરમાઈ ગયું છે. કારણકે—ફળમાં—બીજ પડી ગયાં છે. તમારા જોઈએ. પછી જેના દાણા સખ્ત થઈ ગયા હોય તેનું ફૂલ લઈ ચપ્પુ વડે કાપવું જોઈએ અને વિદ્યાર્થીઓને બતાવવું જોઈએ.

ચોપડી ઉઘાડતાં અગાઉ આ શબ્દો કાળા પાટીયા પર લખીને કાચાં બાળકોને શીખવવા. પહેલા સારા વિદ્યાર્થીઓ પાસે અને બાદમાં કાચા વિદ્યાર્થીઓ પાસે પાઠ વંચાવવો જોઈએ. પાઠની નોંધમાં જેટલું આપેલું હોય તેટલું એક સાથે વંચાવવું જોઈએ કારણકે આ બધાં વાક્યો એક વિષય સંબંધી છે જ્યારે એક પ્રકરણ વંચાવી લેવામાં આવે ત્યારે ભાવાર્થ પૂછવો જોઈએ. પાઠનું વાચન પણ ધીરે ધીરે રોકાઈને કરવું જોઈએ.

હાથમાં, બીડાનું 'ખીલેનું' ફૂલ પણ છે. જુઓ આની અંદર એક નળી છે નળીની ચારે-બાજુ પીળી ધૂળ ચોંટેલી છે. થોડી ધૂળ, નળીના મોઢા પર ચોંટેલી છે આ ચેપથી ફળમાં ભરેલ ઝીણા દાણા દેખાય છે. આ બીજ થોડા દિવસોમાં ઘણાં સખ્ત બની જશે આની રીતે ઝાડોનાં પણ બીજ પેદા થાય છે. આ બીજોથી દર વર્ષે અગણિત નવાં ઝાડો પેદા થાય છે જોકે ઘણાં ઝાડ કપાઈ જાય છે અથવા સુકાઈ જાય છે, તોપણ ઝાડોની સંખ્યા વધતી જાય છે જો બીજ ન હોય તો ઝાડ ન હોત માણસ, ઢોર, અને પંખેરૂ પણ ન હોત અને હોત તો મરી જાત.

ક ભાવાર્થ. વિચારશૈલી : ફળમાં બીજ હોય છે ફળ આવી જવાથી ફૂલ સુકાઈ જાય છે. લીનાં ફૂલના નળી ઉપર પરાગ ચોંટેલ

શિક્ષક દરેક પ્રકરણનો અર્થ આવી રીતે કહાવે કે ચોપડીની વિચારશૈલી સ્પષ્ટપણે જાણી શકાય. નીચે આપેલા પ્રશ્નો પૂછવા જોઈએ.

હોય છે. થોડી ધૂળ નળીના માથા પર ચેપ દ્વારા ચોંટેલી હોય છે તે ચેપની મદદથી આગળ વધીને દાણા બનાવે છે. આ દાણા સુકાઈને બીજ બની જાય છે. બીજથી નવાં ઝાડ પેદા થાય છે. અને ઝાડથી માણસ તથા પશુપક્ષીઓને ભોજન મળે છે.

## ૪. પુનરાવર્તન

૫. પ્રાપ્ત થયેલ જ્ઞાન વિશે વિચાર : બીજમાંથી ઝાડ, ઝાડમાંથી ફૂલ, ફૂલમાંથી બીજ અને બીજમાંથી પાછું નવું ઝાડ. આ રીતે સૃષ્ટિક્રમ ચાલે છે. આ ઈશ્વરી કાર્યક્રમ કેટલો સુંદર છે!

૬. ઘરમાંટે કામ: પાઠની નકલ કરવા પણ આપી શકાય છે. અથવા થોડા કઠીન શબ્દોના વાક્યપ્રયોગ પણ આપી શકાય.

૧. ફૂલો કેમ કરમાઈ જાય છે?

૨. એક ફળમાં કેટલાં બીજ હોય છે?

૩. ફળ સુકાયા બાદ આ બીજ ક્યાં જાય છે?

૪. ધરતી પર પાણી પડવાથી આ બીજોનું શું થાય છે?

૫. માણસ ઢોર અને પશુપક્ષી ક્યારે મરી જાય છે?

પ્રશ્ન દ્વારા અથવા બીજી વખત વંચાવીને પુનરાવર્તન કરવું જોઈએ. બીજ, ઝાડ અને ફુલ પાટીયા પર દોરીને બતાવવાં.

## પાઠ નં. ૨

### ઘરડો માણસ અને તેના ટટ્ટુની વાત

એક વખત એક ઘરડો માણસ તેના દીકરા સાથે પોતાનું ટટ્ટુ વેચવા બજારમાં લઈ જતો હતો. રસ્તામાં કોઈકે કહ્યું, જુઓ, આ કેટલો મૂર્ખ છે, કે ટટ્ટુ હાંકતો પગે ચાલે છે અને પોતાના છોકરાને પગે ચલાવે છે ને બેસાડતો નથી. ડોસાએ આ સાંભળી પોતાના દીકરાને ટટ્ટુ પર બેસાડી દીધો અને પોતે ટટ્ટુ હાંકતો હાંકતો પાછળ જતો હતો. થોડી વારમાં એક બીજો માણસ મળ્યો. તેણે છોકરાને કહ્યું કે, 'તું કેટલો મૂર્ખ છે કે પોતે સારી રીતે ટટ્ટુ પર બેસીને જાય છે અને બિચારા ઘરડા બાપને પગે ચલાવે છે. શું તને શરમ નથી આવતી?' આ સાંભળીને ડોસાએ છોકરાને બળદ ઉપરથી ઉતારીને પોતે બેઠો. પછી આગળ જતાં એક બીજો માણસ મળ્યો. તે બોલ્યો, 'આ બાપ કેટલો નિર્દય છે! છોકરો પગે ચાલીને થાકી ગયો છે અને આ ડોસો આરામથી ટટ્ટુ પર સ્વારી કરીને જાય છે.' આ સાંભળીને ઘરડા માણસે પોતાના દીકરાને પણ પાછળ બેસાડી દીધો. તે થોડેક દૂર ગયા હશે તેટલામાં એક બીજો માણસ મળ્યો. તેણે કહ્યું, 'હે ડોસા! શું આ ટટ્ટુ તમારૂં જ છે?' ડોસાએ કહ્યું, 'હા સાહેબ.'

પેલા માણસે દાંત કાઢીને કહ્યું કે, ' કોણ આને તમારું ટટ્ટુ કહેશે ? આ સાંભળીને ડોસો અને છોકરો બન્ને નીચે ઉતરી ગયા. અને પછી તે ટટ્ટુના ચારે પગ બાંધીને વચમાં એક લાકડી નાંખીને ખભે મૂકી એક પૂલ ઉપરથી ચાલવા લાગ્યા. આ રસ્તો શહેર જવાનો હતો. આવો તમાસો જોઈને હજારો માણસો એકઠાં થઈ ગયાં. ટટ્ટુ ગભરાઈ ગયું અને પગ પછાડવા લાગ્યું અને પુલ ઉપરથી નદીમાં પડીને પંચત્વને પ્રાપ્ત થઈ ગયું. કેટલા દુઃખની વાત છે કે તે ઘરડા માણસે બધા લોકોને ખુશ કરવાનો પ્રયાસ કર્યો. તો પણ તે બધાને પ્રસન્ન તો ન જ કરી શક્યો. પણ સાથે સાથે પોતે પણ દુઃખ અને હાનિનો ભોગ થઈ પડયો.

માનસિક વાંચન. વર્ગ ૪ થો. પાઠ : ઘરડો માણસ અને તેના ટટ્ટુની વાત.

સમય: ૩૦ મિનિટ.

તેમાંથી બાળકોનું મનમાં પઠન ૧૫ મિનિટ. ;પાઠની પ્રશ્નોથી તપાસ ૧૦ મિનિટ, અને વાર્તા-પર વિચાર પુનરાવર્તન ૫ મિનિટ.

અ. વાર્તાનો સાર કહાવવો. અને પછી ખાસ શબ્દોના અર્થ જો બાળકો ન બતાવી શકે તો વાક્યોમાં ઉપયોગ કરીને બતાવવા. વાર્તા પર વિચાર કરવો અને પાટીયા પર લખતા જવું. કે પગે ચાલ્યા તો પણ મૂર્ખ બન્યા.

બેટો ટટ્ટુ પર અને બાપ પગે......બેટો મૂર્ખ બન્યો.

બાપ ટટ્ટુ પર અને દીકરો પગે....બાપ મૂર્ખ બન્યો.

બંને ટટ્ટુ પર ....................... નિર્દય બન્યા.

ટટ્ટુ બે ઉપર...........................મૂર્ખ બન્યા, ટટ્ટુ ખોયું.

પાઠનો સારાંશ : સાંભળવું બધાનું પણ કરવું મનનું.

## પ્રકરણ ૧૨

## માધ્યમિક શાળામાં ભાષા શીખવવાની પદ્ધતિ

પ્રાથમિક શાળાઓમાં ભાષા ફક્ત એટલા માટે જ શીખવવામાં આવે છે કે જેથી બોલચાલનું કામ સરે. આ માટે તે વર્ગોમાં સાહિત્યનું શિક્ષણ આપવામાં આવતું નથી. કારણકે સાહિત્યમાં ભાષાનું ફક્ત એ જ અંગ હોય છે જેને લોકો આજથી બસો વર્ષ પછી પણ વાંચવાના છે, જેવી રીતે તુલસીદાસનું રામચરિત માનસ, ભગવાન કૃષ્ણની ગીતા, વગેરે. માધ્યમિક શાળાના વર્ગોમાં સાહિત્યનો થોડો અંશ ભણાવવો જોઈએ. જો કે વિદ્યાર્થીઓ પ્રાથમિક શાળામાં બોલચાલની ભાષા શીખી જાય છે, તોપણ ભાષાનું ઘણું કામ રહી જાય છે. આથી માધ્યમિક શાળાઓમાં ભાષાશિક્ષણના બે ભાગ હોય છે: એક તો કેવળ ભાષાથી શિક્ષણની પૂર્તિ અને બીજું સાહિત્યનું શિક્ષણ. ભાષા, શિક્ષણની પૂર્તિ નીચે આપેલી પાંચ રીતોથી થઈ શકે છે.

### ૧. શબ્દકોશ વધારવો

વિદ્યાર્થીઓને શબ્દકોષ અને કહેવતોનો કોશ વધારવો જોઈએ, શબ્દકોશનો ઉપયોગ શીખવવો એ જરૂરી છે. નવા નવા શબ્દો

બનાવવાનું આઠમા ધોરણ સુધી થઈ શકે છે, આથી શબ્દકોશ વધે છે. સંધિ, કૃદંત અને સમાસ શીખવવાથી આ કામમાં મદદ મળે છે. આ સિવાય પાઠ્યપુસ્તક વાંચતી વેળા શબ્દોની બનાવટ બતાવવાથી શબ્દકોશ વધે છે. દા. ત. નિ + સંદેહ = નિઃસંદેહ શબ્દમાં નિઃ પ્રત્યયનો અર્થ જો બાળકો જાણી લે તો નિરાકાર, નિરાદર, નિર્વિકાર, નિરાશ્રય, નિર્જીવ વગેરે શબ્દોમાં અર્થ જાણવામાં મદદ મળશે. આ માટે આ વર્ગોમાં જ્યાં જ્યાં સંયુક્ત અને મિશ્રિત શબ્દ આવે ત્યાં એની સધિ કરીને અર્થ બતાવવો જોઈએ. આથી ભાષા શીખવવામાં મદદ મળે છે.

૨. વિચારો બારીકાઈથી સમજવા અને પ્રગટ કરવા. ત્રીજા અને ચોથા વર્ગમાં ભાષા શીખવવાના નિયમ બતાવતી વેળા તે બતાવવામાં આવ્યું હતું કે ભાષાશિક્ષણનો મુખ્ય હેતુ વિચારો અને ભાવોને શુદ્ધ રીતે સ્પષ્ટતાથી પ્રગટ કરવાનો છે. દરેક વિદ્યાર્થીએ આ શીખવું જરૂરી છે. આ કામ પ્રાથમિક વર્ગોમા શરૂ કરી શકાય છે. પણ યથાર્થમાં તો આનું શિક્ષણ સાતમા આઠમા ધોરણમા આપવુ જોઈએ. વિદ્યાર્થીને પોતાના વિચારો અને ભાવો શુદ્ધ રીતે પ્રગટ કરવા છે તથા બીજાના વિચારો તથા ભાવો શુદ્ધ રીતે સમજવા છે. ચોપડી વાંચતી વખતે બીજાના વિચારો અને ભાવો સમજવાનો પ્રયત્ન કરવામાં આવે છે. જેટલી શુદ્ધ રીતે લેખકના ભાવ અથવા વિચાર આપણે સમજી શકીએ તેટલું જ સારૂં છે. દા. ત ચોપડીમાં 'પંજાબ વીર' આ પદનો ઉપયોગ થયો છે. આપણે આ શબ્દોનો અર્થ સમજવાનો છે. આમાં લેખકના કહેવાનું તાત્પર્ય એ છે કે પંજાબના લોકો વીર છે. પણ જો વાંચનાર આનો અર્થ પંજાબ પ્રાંત કરે તો તેમાં બહુ ફેર પડે છે. કેટલીકવાર બે વાકય એક સરખાં હોય છે પણ તેનો કહેવાનો અર્થ જુદો જુદો હોય છે. દા. ત. તમે કોણ છો ! આના કેટલાયે જવાબ આપી શકાય છે. અને તમે શું છો ? તેના પણ. પણ પહેલા પ્રશ્નનો અર્થ તમારૂં નામ શું છે અને

બીજા પ્રશ્નનો અર્થ તમારો ધંધો શું છે. શિક્ષણ વગર કેટલાક લોકો આવા સામાન્ય પ્રશ્નોના ઉત્તર પણ આપી શકતા નથી. આ માટે તેના શિક્ષણની આવશ્યકતા છે. કેટલીક કચેરીઓમાં હિન્દી અને ઉર્દૂના પત્રો આવે છે. અને તેમાં ૭૫ ટકા એવા હોય છે જેનાથી લખનારની શું ઈચ્છા છે તે સ્પષ્ટ વ્યક્ત થતું નથી. જ્યારે મોટાઓની આ દશા છે તો પછી નાના બાળકોની શી સ્થિતિ હશે? આ બાબતમાં એક સારી વાર્તા છે, એક વખત મહારાણા ઉદેપુરના ત્યાં એક માણસે નોકરીની અરજી આપી અને તેમાં લખ્યું કે જો મારા જેવા કબુતરને અર્ધો શેર જુવાર નાખવામાં આવશે તો હું ઘણો ઉપકૃત થઈશ. આ અરજી વાંચીને મહારાણાએ હુકમ કર્યો કે જે કબુતરની આ દરખાસ્ત છે તેને શેર જુવાર નંખાવી દો. હવે જો આ જ દરખાસ્તની ભાષા સારી રીતે લખેલી હોત અને લખનાર નોકરી માટે લખત તો વાંચનાર પણ તેનો હેતુ સમજી જાત. એક બીજો દાખલો આપીએ. ચોપડીમાં લખ્યું છે કે પૃથ્વી ગોળ છે. કેટલાયે વિદ્યાર્થીઓ ,એવા છે જે આ વાત માનતા નથી. એટલે આ બાબતમાં આપણે કહેવું જોઈએ કે ચોપડીમાં લખ્યું છે કે પૃથ્વી ગોળ છે. અથવા તેનો આકાર આદિ બતાવીને વિદ્યાર્થીઓને સમજાવી દેવા જોઈએ કે કેવી રીતે પૃથ્વી ગોળ છે. આથી બાળકો સાચું બોલવાની ટેવ શીખશે.

**કૃત્રિમ ભાષાથી નુકશાન :**

વિદ્યાર્થીઓ સમક્ષ કૃત્રિમ કે બનાવટી ભાષાનો ઉપયોગ કરવો જોઈએ નહિ. કારણ કે તેનાથી અર્થ સમજવામાં મુશ્કેલી પડે છે. દા. ત. આવી ભાષાનો એક દાખલો જોઈએ. એમ સાંભળવામાં આવ્યું છે કે સેંટ બર્નાર્ડ નામના આશ્રમના પ્રસિદ્ધ કૂતરાઓની જાત હવે બગડવા માંડી છે. એક સારા કુટુંબની સ્ત્રી ત્યાં ગઈ હતી અને તેને જોઈને કહ્યું છે તે આશ્રમમાં જૂના વંશના ફક્ત પાંચ કૂતરા રહી ગયા છે. જો આ પ્રાચીન આશ્રમમાંથી આ પાંચ

પશુ જતાં રહે તો કૂતરાંને પ્રેમ કરનાર લોકોને ઘણું દુઃખ થશે. કારણ કે બાળપણમાં આપણે વાંચ્યું છે કે આ પ્રાણીઓમાં માનસિક શક્તિ હોય છે, જો કૂતરાઓનું નામ આપણાં જાનવરોની યાદીમાંથી કમી થાય તો સંસાર પર મોટી આફત આવશે. જો અભાગ્યવશ આ કુતરાઓનો નાશ થઈ જાય તો દયાળુ અને ઇમાનદાર જાનવરો નાશ પામશે. આ જાનવરોનો સંબંધ આપણા કુટુંબ સાથે છે.

સેંટ બર્નાડ આલ્પ્સ પહાડ પર એક આશ્રમ છે. ત્યાં થોડા સાધુઓ રહેતા હતા તેમની પાસે એક બળવાન જાતના કૂતરા પણ રહેતા હતા. તે કૂતરાઓ પહેલાં એવા મુસાફરોની શોધ કરતા હતા જે બરફમાં પડયા હોય અથવા કોઈ પણ જાતનું દુઃખ વેઠતા હોય. કૂતરાઓના ગળામાં દારૂની એક બાટલી લટકતી રહેતી હતી અને પીઠ ઉપર ગરમ કાંબળી રહેતી. દુઃખી જાત્રાળુઓને શરદીથી બચવા માટે દારૂ પીવડાવી તથા કામળો ઓઢાડી પોતાની પીઠ પર બેસાડી તે આશ્રમમાં લઈ આવતા હતા પણ આજે આ કૂતરાઓ પાસે કંઈ કામ લેવાતું નથી. કારણ કે રેલો અને સડકો બની જવાથી મુસાફરોને પહેલાં જેવી અગવડ ઉઠાવવી પડતી નથી. અને તે કૂતરાઓનું કામ પણ પડતું નથી

આલોચના

પહેલાં કહેલી વાર્તામાં લેખકના વિચાર સ્પષ્ટ રીતે વ્યક્ત થતા નથી. પણ બીજી વાર્તામાં આ અર્થ સ્પષ્ટ થઈ જાય છે. જો આ વાર્તાને વધારે જલદી અને સ્પષ્ટતાથી સમજાવવી હોય તો તેને બીજી રીતે સરસ અને સુંદર ભાષામાં લખવી પડશે. " એમ સાંભળવવામાં આવ્યું છે કે સેંટ.બર્નાડ નામે આશ્રમના કૂતરાઓની સંખ્યા ઘણી ઓછી થતી જાય છે અને સંભવ છે કે થોડાક વખતમાં આ જાન

નાશ પામશે એક પ્રતિષ્ઠિત સ્ત્રી જે ત્યાં ગઈ હતી તેણે કહ્યું છે કે તે જાતિના હવે પાંચ જ કૂતરા રહી ગયા છે. દુઃખની વાત આ છે કે જો આ વંશનો નાશ થયો તો જે સહાયતા આલ્પ્સ પહાડના યાત્રીઓને વખતોવખત મળી છે તે મળશે નહિ આ જાત ન રહેવાથી ત્યાંના આશ્રમવાસીઓ યાત્રાળુઓને મદદ કરી શકશે નહિ જો ઈશ્વરેચ્છાથી આ કૂતરાઓની જાતિ નષ્ટ થાય તો આ મૂક પ્રાણીઓની દયા અને ઇમાનદારી માણસ જાતિ કદી પણ ભૂલશે નહિ. અને નાના નાના બાળકો ચોપડીઓમાં જ્યારે પણ વાર્તાઓ વાંચશે ત્યારે સેંટ બર્નાર્ડ આશ્રમના કૂતરાઓનું નામ, તેમની સેવાઓ અને તે આશ્રમના સાધુઓને પણ પ્રેમથી યાદ કરશે

## દોષયુક્તભાષા લખવાનો બીજો દાખલો

પૂર્વકાળમાં ભારતવર્ષમાં મગધ નામે એક મોટું રાજ્ય હતુ-જરાસંધ વગેરે અનેક પ્રસિદ્ધ પુરૂવંશી રાજાઓ ત્યાં થયા છે. આ દેશની રાજધાની પાટલીપુત્ર અથવા પુષ્પપુર હતી આ લોકોએ પોતાની શક્તિ અને પ્રતાપ એટલો વધાર્યો હતો કે આજ સુધી તેમનું નામ જગતમાં પ્રસિદ્ધ છે પણ કાળચક્ર વણુ પ્રબળ છે કોઈને પણ એક અવસ્થામાં રહેવા દેતું નથી. અંતમાં નંદવંશના લોકોએ પૌરવોને કાઢીને પોતાનું રાજ્ય જમાવ્યું અને આખા ભારતમાં પોતાનો વિસ્તાર ફેલાવ્યો ઇતિહાસગ્રંથોમાં લખેલું છે કે નંદવંશે ૧૪૮ વર્ષ સુધી મગધ દેશપર રાજ્ય કર્યું આ વંશમાં મહાનંદનો જન્મ થયો. આ ઘણો પ્રસિદ્ધ રાજા હતો જ્યારે દિગ્વિજયી સિકંદરે ભારતપર ચઢાઈ કરી ત્યારે અસંખ્ય હાથી, ૨૦ હજાર સવાર અને બે લાખનું પાયદળ લઈ મહાનંદે સિકંદર પર આ આક્રમણ કર્યું હતું સિદ્ધાન્ત આ છે કે ભારતવર્ષમાં તે વખતે મહાનંદ જેવો પ્રતાપી રાજા બીજો કોઈ નહોતો.

ઉપર લખેલ ફકરામાં બારીકીથી જોતા નીચે જણાવેલ દોષો દેખાય છે.

## ૧ અતિશયોક્તિ દોષ

'આજ સુધી તેનુ નામ ભૂમડળ પર પ્રસિદ્ધ છે' શુ પુરુવશી રાજાઓનુ વર્ણન જાપાન, કોરીઆ, તુર્કસ્તાન અમેરિકા, ઓસ્ટ્રેલીયા આદિ જગાઓના લોકો જાણતા હતા? ના તેમનુ નામ ફક્ત ભારત મા જ પ્રસિદ્ધ હતુ આવી જ રીતે અસખ્ય હાથીઓની વાત પણ અતિશયોક્તિ ભરેલી છે આવો રાજા હજુ પૃથ્વી પર થયો નથી અને થવાનો નથી જેના હાથીઓ ન જ ગણી શકાય જ્યારે પાયદળ અને સવારોની ગણત્રી થઈ શકે તો હાથીઓની શા માટે નહિ? જૂના ગ્રથમા જ્યા જ્યા રાજાઓની ફોજનુ વર્ણન આવ્યુ છે, ત્યા સવાર અને પાયદળથી હાથીઓની સખ્યા ઓછી રહી છે પછી વીસ હજાર સવાર અને બે લાખ પાયદળની વાત છે સવાર પણ પૂ । વીસ હજાર? પાયદળ પણ પૂરા બે લાખ? ન એક વધારે ન એક ઓછો આ નિશ્ચયપૂર્વક શી રીતે કહી શકાય? જે વાતનો નિશ્ચય નથી તે વાત નિશ્ચયથી કહેવાથી અસત્ય ભાષણ થઈ જાય છે

## પુનરૂક્તિ દોષ

આ ભાષામા કેટલીક વાતો એવી કહેવામા આવી છે જેની આવશ્યક્તા જ નથી

## શબ્દાર્થનો વિચાર કર્યા સિવાય ઉપયોગ કરવો

જેવી રીતે નદ વંશે પૌરવોને કાઢીને પોતાનુ રાજ્ય સ્થાપ્યુ વશ વ્યક્તિવાચક સજ્ઞા નથી અને જેણે રાજ્ય સ્થાપ્યુ હશે તે કોઈ વ્યક્તિ હશે અને પૌરવોને પણ કોઈ વ્યક્તિએ જ કાઢ્યા હશે જરાસધ વગેરે પૂર્વ પ્રસિદ્ધ રાજા–એક જ શબ્દ આપીને વગેરે શબ્દનો ઉપયોગ થતો નથી ઓછામા ઓછા બેત્રણ નામો તો આપવા જોઈએ. આવા વાક્યોથી સ્પષ્ટ થાય છે કે લેખકે પૂરતી તપાસ કરી નથી અથવા તેને કોઈ રાજાનુ નામ મળ્યુ નથી

## કથનનું સમર્થન ન કરવું

દા. ત આ ઘણો પ્રસિદ્ધ અને પ્રતાપશાળી રાજા હતો. પણ વાક્યમાં તેનું કંઈ પ્રમાણ આપ્યું નથી. કોઈની પાસે મોટી ફોજ હોય તેથી પ્રતાપી થઈ જતો નથી. બાજીરાવ પેશ્વા પાસે નવ લાખ સિપાઈ હતા પણ તે અંગ્રેજોની ચાર હજારની ફોજથી હારી ગયો. આ પણ એક પ્રતાપી રાજા જ કહેવાય ને? જે કોજે ઈરાનના બાદશાહની ચાલીસ હજારની ફોજને ગણી નહિ. દારાની દસ લાખની ફોજની ચિંતા કરી નહિ, તે ફોજ મહાનંદનું નામ સાભળી ડરી ગઈ અને આગળ વધવાનો ઈન્કાર કર્યો. આ માટે મહાનંદને પ્રતાપશાળી કહેવાય છે. આ વાતનો ઉલ્લેખ પણ લેખમાં કરવામાં આવ્યો નથી.

## વિચારક્રમમાં દોષ

આ લેખ એક તમાશો બની ગયો છે. પહેલા વાક્યમાં મગધ રાજ્યનું વર્ણન, બીજાઓમાં રાજાઓનું, ત્રીજામાં પાછું રાજ્યોનું અને ચોથામાં પાછું રાજાઓનું. આ તો લેખ છે કે તમાશો? પહેલાં તે દેશ વિષે જે કંઈ કહેવું હોય તે કહી દેવું જોઈએ. અને પછી રાજાઓ વિષે કહેવું જોઈએ. વિચારશીલ મનુષ્યો પોતાના વિચારો ક્રમબદ્ધ સ્વરૂપમાં રજૂ કરે છે. જેઓ મનમાં આવે તે બોલી નાખે તેમને તો પાગલ જ કહી શકાય. શું એવાની નકલ કરવી યોગ્ય છે? આનું તાત્પર્ય એ છે કે લેખકની બુદ્ધિમાં વિકાર નથી પરંતુ તેને ભાષાનું ઉચિત શિક્ષણ મળ્યું નથી તેથી પોતાના વિચારો યોગ્ય રીતે રજૂ કર્યા નથી.

## ક્રિયાપદો અને કાળનો દુરુપયોગ

ઉપરના લખાણમાં ક્રિયાપદો તથા કાળનો ઉપયોગ પણ ઉચિત રીતે કરવામાં આવ્યો નથી, તથા ભાષાની શુદ્ધતા જળવાઈ નથી. આ પ્રકારનું શિક્ષણ આપવાથી કંઈ ફાયદો થશે નહિ. પરંતુ ભાષાનો

યોગ્ય રીતે ઉપયોગ કરતાં તથા દરેક વાતનો વિચાર કરી તેને શુદ્ધ સ્વરૂપમાં વ્યક્ત કરવાનું શિક્ષણ બાળકોને આપવું જોઈએ. આ રીતે શિક્ષણ આપવાથી બાળકોની વિચારશક્તિ પ્રબલ બનશે તથા તેને સાચું બોલવાની ટેવ પડશે.

### વાચન અને ભાવાર્થ

ચોથું ધોરણ પાસ કર્યા પછી બાળકો સ્પષ્ટતાથી અને પૂરતી ઝડપે વાંચતાં ઘણુંખરૂં શીખી જાય છે. તેથી નીચલાં ધોરણોની જેમ શિક્ષકે વાંચતી વેળા દાખલા આપવાની આવશ્યકતા રહેતી નથી, પરંતુ બોધપૂર્વક ( અર્થ સમજીને ) વાંચવું જરા અઘરૂં કામ છે તેથી તેનું શિક્ષણ બે વર્ષમાં પુરું થઈ શકતું નથી. તેથી પાંચમા, છઠ્ઠા વગેરે ઉપલાં ધોરણોમાં પણ આ તરફ વિશેષ લક્ષ આપવાની જરૂર છે. શીખવવાની પદ્ધતિ અગાઉ બતાવ્યા મુજબ જ છે. મનમાં વાંચવા માટે પુસ્તકાલયમાંથી ચોપડીઓ પસંદ કરી ઘેર લઈ જવા દેવી જોઈએ. આ વર્ગોમાં બાળકોના ધોરણ અનુસાર પાઠ્યપુસ્તકો સિવાયનાં પુસ્તકો પણ વંચાવવાં જોઈએ. એકાદ પુસ્તકમાંથી થોડોક ભાગ નક્કી કરી નિયત સમયમાં મનમાં વાચના આપવો જોઈએ. પાછળથી વંચાવી ભાવાર્થ પૂછવો જોઈએ. ત્રીજા ધોરણથી હસ્તલિખિત લખાણો છાપેલ પુસ્તકો વંચાવવાનું શરૂ કરી ઉપલાં ધોરણોમાં પણ તેનો અભ્યાસ જારી રાખવો જોઈએ. ત્રીજા–ચોથા ધોરણમા જે હસ્તલિખિત લખાણોની ચોપડી વંચાવવામાં આવે તેમાં લગભગ છાપેલા જેવાં જ લખાણ હોવાં જોઈએ પાંચમા તથા છઠ્ઠા ધોરણમાં ઝડપથી લખાએલ લખાણો અથવા બાળકોની નોટબુકો એકબીજાને વંચાવવી જોઈએ. લખાણનો ભાવાર્થ શીખવવાનો મુખ્ય હેતુ ઉપર જણાવ્યા મુજબ લખનારના વિચારો શુદ્ધતાથી અને બારીકાઈથી સમજવાનો છે. ભાવાર્થ શીખવવાની પદ્ધતિ નીચલાં ધોરણો માટે બતાવ્યા મુજબની જ છે. ઉપલાં ધોરણોમાં આખા ફકરાનો સાર એકસાથે કહેવરાવવાનો

પ્રયત્ન કરવો જોઈએ. પાઠ પરિચયનાં આખા પાઠનો સાર થોડા શબ્દોમાં કઢાવવો જોઈએ. સાહિત્યમાં રૂપક વગેરે અલંકારોનો ઉપયોગ સારા પ્રમાણમાં થાય છે. અને અલંકારો સમજવા અઘરા છે. વળી રૂપક, ઉપમા તથા ઉપમેય સમજાવવામાં વધુ મુશ્કેલી છે. તેથી જ્યારે આવો અઘરો અલંકાર આવે ત્યારે નીચે મુજબ ત્રણ ખાનાં પાડી સમજાવવો જોઈએ. દા. ત. જ્યારે રામ વનવાસ ગયા ત્યારે તેમનું રાજ્ય જંગલમાં પણ હતું. તેમના ઉપરનો ચંદરવો આકાશ હતું. તેમાં તારારૂપી રત્નો જડેલાં હતાં. અને ચન્દ્રમા મશાલનું કાર્ય કરતો હતો. જંગલના ઝાડપાન તેમની પ્રજા હતી.

૨. ગંગાજીના પાણીની ધારા હીરાના હારની જેમ શોભે છે.

| | |
|---|---|
| ૧. આકાશ ચંદરવાનું રૂપ છે. | આ રીતે પહેલા વાક્યમાં |
| ૨. તારાને રત્નનું રૂપ આપ્યું છે. | રૂપક અલંકાર થયો. |
| ૩. ચંદ્રમાને મશાલનું રૂપ આપ્યું છે. | ,, |
| ૪. ઝાડપાનને પ્રજાનું રૂપ આપ્યું છે. | ,, |

| ઉપમેય. | ઉપમાન. | કયાં ગુણથી ઉપમા આપી. |
|---|---|---|
| ૨. ગંગાજીની ધારા | હીરાનો હાર | ધવલતા. |

આ વર્ગોનાં બાળકોને અલંકાર ભણાવી શકાય તેવી યોગ્યતાવાળા ન હોવાથી તેમને ફક્ત પુસ્તકોમાં જ્યાં જ્યાં અલંકાર આવે ત્યાં ત્યાં સમજાવી આછો ખ્યાલ આપવો જોઈએ. અગત્યના પાંચ–૭ મુખ્ય અલંકારોનાં નામ બતાવવાં જોઈએ.

વ્યાકરણ

માધ્યમિક શાળામાં ભાષાનું શિક્ષણ આપવાનું એક મુખ્ય સાધન વ્યાકરણ છે. પરંતુ આ વિષયનું શિક્ષણ આપવાની પદ્ધતિ

દર્શાવવા એક સ્વતંત્ર અધ્યાયની જરૂર છે. તેથી વ્યાકરણ શીખવવાની પદ્ધતિ વિષે અત્રે થોડો જ ઉલ્લેખ કરીશું. આજકાલ શાળાઓમાં ચાલતાં વ્યાકરણનાં પુસ્તકોમાં ઘણી ઉણપો અને દોષ છે. તેથી વિદ્યાર્થીઓને તે શીખવવાથી ભાષાશિક્ષણમાં ખાસ સહાયતા મળતી નથી. દા. ત. શબ્દભેદોના પ્રકાર બતાવ્યા હોય પરંતુ આ નિયમો શા આધારે બન્યા તેની સ્પષ્ટતા કરવામાં આવી હોતી નથી. ભાવવાચકનો અર્થ એવો થાય છે કે તેનું જ્ઞાન ઇંદ્રિયોદ્વારા નહિ પરંતુ બુદ્ધિદ્વારા થાય છે. અગર આ જ ધોરણે ચાલીએ તો નામના બે જ ભાગ થાય. એક ભાવવાચક—જેનો બોધ કેવળ ભાવ પરથી થાય છે અને બીજો પ્રત્યક્ષવાચક જેનો બોધ જ્ઞાનેંદ્રિયો મારફતે થાય છે. પ્રત્યક્ષવાચક નામના પેટા વિભાગો આ પ્રમાણે નિયમ અનુસાર થઈ શકે.

(૧) વ્યક્તિવાચક

જેનાથી એક જ વ્યક્તિનો બોધ થાય છે.

(૨) જાતિવાચક

જેનાથી જાતિનો બોધ થાય છે પરંતુ પ્રત્યેક વ્યક્તિ માટે પણ વાપરી શકાય છે. જેમ, રાજા, રાણી વગેરે.

(૩) સમુહવાચક

જેનાથી આખી જાતિનો બોધ થાય છે પરંતુ જ્યાં જાતિવાચક શબ્દ એક વ્યક્તિ માટે વાપરી શકાતો નથી દા. ત. વર્ગ, રસાલો, પલ્ટણ. વગેરે.

(૪) પદાર્થવાચક

ઘણાં એવાં પણ નામ છે જેમાં વ્યક્તિ અને જાતિનો ભેદ નથી હોતો કારણ કે તેની ગણત્રી થઈ શકતી નથી અગર કરવામાં આવતી નથી.

દા. ત પાણી દૂધ, ઘઉં ચણા વગેરે, આ કારણથી તેમનું બહુવચન પણ થતું નથી. જો નામના ત્રણ જ ભાગ ગણીએ તો સમૂહવાચક અને પદાર્થવાચક નામોમાં જે અંતર છે તે બતાવી શકાય નહિ.

સર્વનામોના ભાગ પર જરા દૃષ્ટિ નાખીએ. કેટલાંક વ્યાકરણોમાં સર્વનામોના નીચે મુજબ ભાગ બતાવવામાં આવ્યા છે. પુરુષવાચક નિશ્ચયવાચક પ્રશ્નવાચક. સંબંધસૂચક, આદરસૂચક, પરસ્પર બોધક અને સ્વવાચક.

તેવી જ રીતે પરસ્પરબોધક સર્વનામમાં એકથી વધુ માણસોનો બોધ થાય છે. જેમ ( મા પોતાના બે દિકરાઓને કહે છે ) અંદર અંદર સંપીને રહો ( બીજો પુરુષ + ત્રીજો પુરુષ યા બીજો + બીજો. )

( એક માણસ બીજાને કહે છે ) આપણે અંદર અંદર શા માટે લડવું ? ( પહેલો + અને બીજો. )

તેવી રીતે સ્વવાચક પણ પુરુષવાચકનું જ અસાધારણ રૂપ છે. કોણ જાણે આ જુદા જુદા ભાગો શા માટે બતાવ્યા છે.

વ્યાખ્યાથી પુરુષવાચક અને નિશ્ચયવાચકનો ભેદ સ્પષ્ટ થતો નથી. જ્યારે આપણે કહીએ કે " તે આવ્યો " " તમે બોલ્યા ". ત્યારે કોણ આવ્યું અને કોણ બોલ્યું તેનો નિશ્ચય નથી થતો. એમ કહેવામાં આવે કે નિશ્ચયવાચકમાં આંગળીથી દર્શાવવામાં આવે છે અને પુરુષ-વાચકમાં નહિ તો કામ ચાલશે નહિ. કારણ કે જ્યારે પુરુષવાચક સર્વનામોનો ઉપયોગ થાય છે ત્યારે હાથ અથવા મોં વડે કંઈક ઈશારો જરૂર કરવામાં આવે છે.

એક દાખલો લઈએ જેમાં સામાન્ય, પૂર્ણ, અપૂર્ણ, કાળ પર વિચાર કરીએ છીએ. ' આવ ' ધાતુનો વર્તમાનકાળ આવવું બને છે.

પણ ભૂતકાળમાં તેનાં ત્રણ રૂપો બને છે. આવ્યું, આવેલું અને આવતું. આવતુંને નિયમિત ભૂતકાળ કહી શકાય. આવ્યું પ્રથમ ભૂતકાળ અને આવેલું દ્વિતીય ભૂતકાળ છે. ભવિષ્યકાળમાં આનું રૂપ 'આવીશ' બને છે. વર્તમાનકાળ પ્રશ્નાર્થના રૂપમાં આવી રીતે વપરાય છે કે જેમાં મિશ્રિત રૂપના અર્થમાં જુદો અર્થ હોય છે. ખાડો ખોદે તે પડે પ્રશ્નાર્થ વાક્યમાં આનું બીજુરૂપ થઈ જાય છે. હું દાખલો ગણું કે પાઠ વાંચું ? અને જ્યારે વર્તમાનકાળનું મિશ્રિત વાક્ય હોય તો આ રીતે વાપરી શકાય, દા. ત. કહો તો વાંચું અને કહો તો લખું. તેવી જ રીતે પ્રથમ ભૂતકાળના અર્થમાં નીચેનો દાખલો આપી શકાયઃ

લંકાપતિ રાવણે સીતાજીનું હરણ કર્યું.

### બીજો ભૂતકાળ

મેં તને કાગળ લખેલો પણ તને પહોંચ્યો જણાતો નથી

### નિયમિત ભૂતકાળ

તે રોજ નિશાળે જતો, પાઠમાં ધ્યાન આપતો અને ગુરુનો ઉપદેશ માથે ચઢાવતો. આ રીતે બીજા પણ કેટલાક દાખલા આપી શકાય છે.

ઉપર આપેલાં ઉદાહરણોથી શિક્ષકોને ખ્યાલ આવશે કે વ્યાકરણ શીખવતી વેળા પુસ્તકનો વિશ્વાસ બહુ ન રાખી શકાય. તેના બદલે ભાષાનું અવલોકન કરાવીને તથા વિચાર કરી શુદ્ધ વ્યાકરણ શીખવવું જોઈએ.

અગાઉ જણાવ્યું છે કે ભાષા શીખવવાના વખતમાં વ્યાકરણના પ્રશ્નો પૂછવા જોઈએ નહિ. તે માટે થોડો સમય જુદો રાખવો જોઈએ. માધ્યમિક શાળાઓમાં આ નિયમમાં થોડોક ફેરફાર કરવો જરૂરી છે કારણકે આ ધોરણોમાં વિદ્યાર્થી શબ્દભેદ અને વાક્ય પૃથક્કરણ ... છે તેથી ભાષામાં શબ્દભેદ અથવા વાક્યપૃથક્કરણ કરી શકે

મદદ મળે છે આવે પ્રસંગે શબ્દજ્ઞાન પૂરવા અગર બનાવવા અગર પ્રયત્ન જ કરવામાં કદી ગયા નથી

## ૫. વાક્ય અને નિબંધરચના

વાક્ય અને નિબંધ રચનાનું શિક્ષણ આપવું તે ભાષાશિક્ષણનું મુખ્ય અંગ છે પરંતુ આ વિષય પર અત્યાર સુધી ઝાઝું લખાયું નથી કારણ કે તે માટે જુદું પ્રકરણ લખ્યું છે શિક્ષકો આ વિષયની શિક્ષણપદ્ધતિ જોવા માટે તે પ્રકરણ જોઈ લે.

## સાહિત્યનું શિક્ષણ

ભાષા અને સાહિત્યમાં અંતર છે આજે જે પુસ્તકો પ્રગટ થાય છે તેમાંનાં કેટલાંક તો પચીસ વર્ષ બાદ જોવા પણ ન મળે અગર મળે તોપણ તેને કોઈ વાંચનાર નહિ હોય આ સિવાય કેટલાંક પુસ્તકો એવા હોય છે જે હમેશા લોકપ્રિય રહે છે. દા ત તુલસીદાસનું રામાયણ સો વર્ષ પહેલાં લોકો વાંચતા હતા આજ પણ ભારતને ગામડે ગામડે તે હોંશભેર વંચાય છે અને જ્યાં સુધી પૃથ્વી પર તેની ભાષા સમજી શકનાર માણસો હયાત હશે ત્યાં સુધી તે પુસ્તક માટેનો આદર કાયમ રહેવાનો આ પુસ્તકોના સમૂહને સાહિત્ય કહે છે માધ્યમિક શાળાઓમાં સાહિત્યનું થોડું જ્ઞાન આપવું આવશ્યક છે. પરંતુ ત્રણ ચાર વર્ષનો ગાળો હોવાથી પૂરતું શિક્ષણ આપી શકાતું નથી ( અત્રે માધ્યમિક શાળાનો અર્થ ધો ...થી ધો થાય છે )

પ્રથમ તે જાણવું જોઈએ કે કયા કયા ગુણોના કારણે પુસ્તકનો આદર લોકોમાં કાયમ માટે જળવાઈ રહે છે વિચાર કરતાં માલુમ પડે છે કે કોઈ પણ ભાષાના સાહિત્યમાં તે ભાષાના બોલનારાઓના ઉત્તમ વિચારોનો સંગ્રહ થાય છે આ વિચારોમાં થોડાક ગુણો એવા પણ હોવા જોઈએ જેથી સમયના પ્રવાહમાં ગ્રન્થ માટેનો આદર ઘટે નહિ.

બીજું આ વિચારો એવા શબ્દોમા પ્રગટ કરવા જોઈએ કે જેથી વિચારોમા મહત્તા આવે આથી નિશ્ચિત થાય છે કે સાહિત્યમા અર્થમાધુર્ય અને શબ્દમાધુર્ય બન્નેની આવશ્યકતા છે ગણિત, વિજ્ઞાન વગેરે પુસ્તકોમા અર્થમાધુર્ય તો હોય છે પરંતુ શબ્દમાધુર્ય ન હોવાથી તથા મીઠી ભાષામા ત ગુમો થવાથી અર્થમાધુર્યમા પણ ગુનો થાય છે તેથી આવા પુસ્તકોનો સાહિત્યમા સમાવેશ થતો નથી પોતાના વખતની ભાષા હોવાથી સાહિત્યના પુસ્તકોની ભાષા પ્રચલિત ભાષા કરતા કઈક જુદી હોય છે તેથી બાળકોને ક્લિષ્ટ લાગે છે તેથી આવા પુસ્તકો પ્રાથમિક શાળામા શીખવી શકાતા નથી માધ્યમિક શાળામા અને ખાસ કરીને હાઈસ્કૂલના વર્ગોમા શીખવી શકાય છે તે શીખવતી વેળા સાહિત્યનુ માધુર્ય સમજાવવુ જોઈએ

## પ્રકરણ ૧૩ મું.

## હાઇસ્કૂલનાં ધોરણમાં ભાષાશિક્ષણ

માધ્યમિક શાળાનાં ધોરણ આઠ સુધી જે ભાષાશિક્ષણ પદ્ધતિ બતાવવામાં આવી છે તેમાં બાળકોની ઉંમર તથા યોગ્યતા અનુસાર થોડાઘણો ફેરફાર કરીને હાઇસ્કૂલનાં ધોરણ ૯, ૧૦, ૧૧ માં ઉપયોગમાં લઈ શકાય. ભાષા શીખવાનો ઉદ્દેશ જ્ઞાનની પ્રાપ્તિ કરવાનો, સત્યની શોધ કરવાનો તથા પોતાના ભાવો સ્પષ્ટતાથી, સુઘડતાથી વ્યકત કરવાનો છે. રાજકારણમાં કેટલીકવાર પોતાના વિચારો છુપાવવા માટે પણ ભાષાનો ઉપયોગ થાય છે. કેટલાક લોકો કોઈ બાબતમાં પૂરતો વિચાર કરી શકતા નથી અને શબ્દાડંબર એવો રાખે છે કે તેમનું કહેવું વાંચનાર સાંભળનારને તે શું કહેવા માગે છે તેજ ન સમજાય. આવા ભાષાના દુરુપયોગથી શાળાના વિદ્યાર્થીઓને દૂર રાખવા જોઈએ.

### ૧. પાઠ્યપુસ્તકો પૂરાં શીખવવાં

માધ્યમિક શાળાના પાઠ્યપુસ્તકોમાં જુદા જુદા લેખકો યા કવિઓનાં કેટલાંક પસંદ કરેલ લખાણો લેવામાં આવે છે, કોઈ આખું પુસ્તક લેવામાં આવતું નથી. માધ્યમિક શાળાઓમાં ધોરણ અનુસાર આ નમૂના કદમાં મોટા પસંદ કરવા જોઈએ જેથી બાળક હાઇસ્કૂલમાં પહોંચે ત્યારે આખું

પુસ્તક વાચવાની યોજના આવે હાઇસ્કૂલમા બે પ્રકારના પાઠ્યપુસ્તકો પસદ કરવા જોઈએ બેત્રણ પુસ્તકો એવા હોવા જોઈએ જેનો સાગોપાગ અભ્યાસ કરાવવો જોઈએ અને બેત્રણ પુસ્તકો એવાં હોવા જોઈએ જેનો સામાન્ય અભ્યાસ કરાવવો જોઈએ. જે પુસ્તકોનો સામાન્ય અભ્યાસ કરાવવાનો હોય તે શીખવતી વેળા શબ્દાર્થ, ભાવાર્થ વગેરે બાબતો પર લક્ષ આપવાની ખાસ જરૂર નથી. જો શિક્ષક સારુ જાણાવી દે અને પુસ્તકની વિચારશૈલી સમજમા આવી જાય અને કયાય અર્થ ન પણ સમજાય તો વાધો નહિ વિદ્યાર્થીઓ મોટા થઈને જ્યારે વર્તમાનપત્ર, માસિક પત્રો, નવનકથાઓ વગેરે વાચે ત્યારે એક એક શબ્દની વ્યુત્પત્તિ, અર્થ વગેરે ગોધવાની જરૂર પડતી નથી, ફક્ત સાર ગ્રહણ કરવાની જ જરૂર પડે છે તે શિક્ષણ બાળકોને સામાન્ય પાઠ્ય-પુસ્તકમાથી મળે છે

## ૨ ભાષાશૈલીનું અધ્યયન

પુસ્તક સામાન્ય રીતે શીખવવાનુ હોય કે બારીકાઈથી, પરતુ હાઈસ્કૂલના ધોરણોમા બની શકે ત્યા સુધી કોઈ લેખકનુ આખુ પુસ્તક પસદ કરવુ જોઈએ અને પ્રત્યેક ગદ્ય ગ્રથ કોઈ જુદા લેખકનો જ પસદ કરવો જોઈએ. આ રીતે પસદગી કરવાથી વિદ્યાર્થીઓને ચાર-પાચ સારા લેખકોની ભાષા, શૈલી અને તેમની વિશેષતાઓનો તુલનાત્મક અભ્યાસ કરવાનો મોકો મળશે. જો લેખક યા કવિમા કઈ તથ્ય હશે તો તેની ભાષા, કહેવાની પદ્ધતિ, વિચારની તારવણી વગેરેમા કઈને કઈ વિશેષતા હશે જે બીજા લેખકોમા નહિ હોય તેમની સરખામણી કરવાથી બુદ્ધિનો વિકાસ થશે. એક લેખક સસ્કૃત શબ્દોના તત્સમ શબ્દોનો વિપુલ પ્રમાણમા ઉપયોગ કરે છે, તો બીજો તદ્ભવ શબ્દોનો પક્ષ કરે છે એક ઉર્દૂ શબ્દોની પસંદગી યથાયોગ્ય કરે છે, તો બીજો તેના હિંદી રૂપોનો ઉપયોગ કરે છે. કોઈ લાર્ડ મૅકોલેની માફક જે કંઈ કહે છે તે સપૂર્ણ વિશ્વાસપૂર્વક કહે છે તો કોઈ પરાણે વિશ્વાસ રાખી

રહ્યો હોય તેમ કહે છે. એક જે કંઈ કહે છે તેનુ સમર્થન તર્કપૂર્વક એવા રીતે કહે છે કે વાચકને તુરત જ સમજાઈ જાય. બીજો પોતાનો પક્ષ જે રીતે સમર્થન કરે છે તે જ રીતે તેનો મધ્યવર્તી વિચાર તારવતાં ખચકાય છે. કોઈના વિચારોની તાગવણી સુંદર છે, તો કોઈની કલમ સ્વચ્છંદ રીતે વિહરે છે અને જ્યા ઠીક લાગ્યું ત્યાં ઢળી પડે છે. કોઈ એક શબ્દનો પણ વ્યર્થ પ્રયોગ કરતા નથી, તો કોઈ અર્થહીન શબ્દોનો વિપુલ ઉપયોગ કરે છે જેવા રીતે રોટી-બોટી ખાઈને આવ્યો છું. હુ શું કહુ ? કહી શકાતુ નથી, પણ આજન આમ છે. ( જો કહી શકાતું નથી તો શી રીતે કહો છો ? )

હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ આ પ્રમાણેની વિશેષતાઓ સમજે તથા નોંધ કરે. શિક્ષકે એમ ન સમજવું જોઈએ કે જાણીતા લેખકોના દોષ શી રીતે કઢાય. મનુષ્ય જાતિમાં જન્મ લેવાથી જ દરેક માણસમા ગુણદોષ અને વિશેષતાઓ હોય છે. જેઓ દોષમુક્ત હોવાનો દાવો કરે છે તે જુઠા છે. અવતારી પુરુષો પણ મનુષ્ય યોનિમાં જન્મવાથી તેમનામાં એકબે દોષો આવી ગયા છે તો પછી મનુષ્ય શી રીતે ગેખી મારી શકે ? ગુણદોષ અને વિશેષતાઓ જોવાથી લેખકને કાંઈ નુકશાન થતું નથી. ફક્ત તેને અન્યાય ન થાય તેટલું જોવું જોઈએ. પરતુ આ રીતે વિદ્યાર્થીઓની બુદ્ધિ અવશ્ય ખીલે છે. પ્રત્યેક લેખક અગર કવિની લેખનશૈલીની વિશેષતાઓનો બારીકાઈથી અભ્યાસ કરવો એ કુશાગ્ર બુદ્ધિવાળાનું કામ છે.

. મેં એવા પણ કેટલાક સજ્જનો જોયા છે જેઓ કાગળ વાંચતાંની સાથે જ તેનો લખનાર કોણ છે તે કહી શકે એવા પણ છે જેઓ ભાષા જોતાંની સાથે જ કહી શકે કે આ કવિતા તુલસીદાસની નથી. આ શ્લોક ભવભૂતિનો પણ નથી અને કાલીદાસનો પણ નથી. આ પ્રકારની ઝીણવટ અવલોકન તથા અનુભવથી આવે છે. મહાવિદ્યાલયોમાં

વિશેષતાઓનું બારીકાઈથી અધ્યયન કરાવવામાં આવે છે પરંતુ હાઈ સ્કૂલના વર્ગોમાં જ આ કાર્યની શરૂઆત કરી દેવી જોઈએ

આ વિષયમાં બહુ ઓછું સાહિત્ય મળે છે. છતાં આવાં પુસ્તકોના અભાવે પણ શિક્ષકો વિદ્યાર્થીઓને જુદા જુદા લેખકોની વિશેષતાઓનુ જ્ઞાન આપી શકે છે. આ કામ ખાસ અઘરૂં નથી. થોડાક વખત માટે એક હાઈસ્કૂલમાં હિંદી શીખવવાનું હતુ, એક લેખક મહાશય કોઈ કોઈને બદલે 'કતિપય' શબ્દ વાપરતા હતા અને પગના અવાજને બદલે 'પાદધ્વનિ' શબ્દ વાપરતા હતા. તેમનો લેખ વાચતાની સાથે જ વિદ્યાર્થીઓ 'કતિપયમ મહાશય' થીજ લેખકને ઓળખવા લાગ્યા એકમે વિદ્યાર્થીઓએ લેખકનું નામ 'અપાનવાયુ, પાડી દીધું. મારા ધ્યાનમા તે લેખકની વિશેષતાઓ જલ્દી આવી ન હતી પરંતુ વિદ્યાર્થીઓએ તુરત જ બતાવી પ્રત્યેક લેખક કેટલાક ખાસ શબ્દોનો ઉપયોગ કરતા હોય છે.

## ૩ બીજાના કહેવાનો અર્થ બારીકાઈથી તથા શબ્દો તોલીને સમજાવો

ભાષાશિક્ષણના કેટલાક મુખ્ય અંગો છે, તેમા સમજવું અને કહેવું મુખ્ય અંગો છે. આપણે અગાઉ જોઈ ગયા કે આ કાર્યની શરૂઆત આઠમા ધોરણથી કરવી જોઈએ, કારણકે આ શિક્ષણનો પૂરો વિકાસ હાઈસ્કૂલોમા જ થઈ શકે છે. આઠમા ધોરણ સુધી તેનું યથોચિત જ્ઞાન આપવામાં આવે ત્યારે જ આ બની શકે. કેટલીકવાર આપણે કોઈ પણ વાત કહેવી હોય તો નોકર, મિત્ર અગર સાથી મારફત કહેવડાવી દઈએ છીએ પણ ભાગ્યે જ તે શુદ્ધ રૂપમાં પહોંચે છે. કેટલીકવાર કોઈ અગત્યની વાત ભૂલી જાય અને કેટલીકવાર કોઈ નવી વાત ઉમેરી દે, અને સંદેશાનો જે ઉત્તર આવે છે તે પણ અધૂરો અને દુષિત હોય છે. કેટલીકવાર આવી ભૂલોથી કામ બગડી જાય છે. અંદર

અંદર ઝઘડા થાય છે અને દુશ્મનાવટ થઈ જાય છે. લોકો કંઈ બીજું જ સમજી લે છે કે આ ચાલબાજીનું કારણ સંદેશો કહેવડાવનાર છે પણ આપણે આવી વાતોની તપાસ કરી પક્ષપાત રહિત ન્યાય કરીએ તો તેનાં મૂળ કારણોમાં મુખ્ય કારણ એ છે કે જે માણસ મારફત આપણે સંદેશો મોકલ્યો તેમાં થોડી માનસિક ખામી જણાઈ. તેના લીધે ન તે સંદેશો સારી રીતે કહી શક્યો કે ન કહેવડાવનાર માણસનો સંદેશો સારી રીતે લાવી શક્યો. જેને આપણે ચાલબાજી અથવા ધૂર્તતા સમજતા હતા તેનું કારણ ચાલબાજી અથવા ધૂર્તતા ન હતાં પણ જુદી જુદી જગાએ ભાષાના શિક્ષણની ઉણપના કારણે આવી ગેરસમજો ઉત્પન્ન થાય છે. આપણામાં જો માનસિક અને નૈતિક બળ પૂરતું હોય તો આપણે બીજાનાં વચનોને સારી રીતે સમજી શકીએ અને આપણે જે શબ્દો સાંભળીએ તેવા જ બીજાને જઈને કહી શકીએ અને બીજો જે કહે તે શબ્દો આપણે તેવા જ સ્વરૂપમાં બીજાને સમજાવી શકીએ. ભાષાશિક્ષણથી આ ગુણો કેળવાય છે. ઉપર લખેલ પદ્ધતિ અનુસાર ભાષાનું શિક્ષણ આપવામાં આવે તો તેનાથી ઘણા લાભો થાય છે. બાળકોનો માનસિક વિકાસ થાય છે, નૈતિકતા વધે છે અને સત્ય બોલવાની ટેવ પડે છે.

માણસ વર્તમાનને મહત્ત્વ વધુ આપે છે અને ભૂત અને ભવિષ્યનું મહત્ત્વ નથી જોતો તે માણસસ્વભાવનો એક મોટો દોષ છે, કારણ કે વર્તમાન જ તેના સામે હોય છે. બધા માણસો હાજર હોય તેનું સન્માન કરે છે. અપ્રત્યક્ષનું કોઈ ધ્યાન નથી રાખતું. કેટલીક વાર લોકો એક નાની વાતને વધારીને મોટું સ્વરૂપ આપે છે. દા. ત. એક વખત એક માણસ ઠોકર વાગવાથી પડી ગયો અને તે જોરથી બૂમ પાડી કહેવા લાગ્યો કે, ' હાય, ભગવાન ! હું તો મરી ગયો. ' લોકો દોડયા અને તેની સારવાર કરવા લાગ્યા ત્યારે ખબર પડી કે તેના પગમાં સહેજ મચકોડ આવ્યો છે. બેચાર મિનિટ બાદ તે ઊભો થઈ ઘર તરફ ચાલવા લાગ્યો

ત્યારે લોકોની સહાનુભૂતિ દૂર થઈ ગઈ અને લોકો એકબીજા તરફ જોઈ હસવા લાગ્યા. એક જણ કહેવા લાગ્યો કે તે મરી ગયો તો બોલ્યો શી રીતે? બીજો કહેવા લાગ્યો કે તે મરી ગયો તેને બધા નહાવા આવ્યા છે. આ રીતે મજાકમાં લોકો તેની તકલીફ ભૂલી ગયા, કારણ કે તેણે વાત બહુ વધારીને કરી. તે ભાષાનો એક દોષ છે

ભાષા શીખવતી વેળા શિક્ષકોએ એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે કોઈપણ કવિ કે લેખકના લખાણનો અર્થ કરવાનો હોય ત્યારે પક્ષપાતથી દૂર રહી તદ્દન સાચો અર્થ કરવો જોઈએ. દેશ, કાળ અને પરિસ્થિતિઓનો વિચાર પણ આવશ્યક છે. વાક્યોની વિચાર-ધારા અતૂટ રહેવી જોઈએ, ત્યારે જ લેખક અથવા કવિને આપણે ન્યાય કરી શકીએ. કેટલીકવાર લોકો અર્થ કરતી વખતે બહુ ઊંડા ઊતરી જાય છે અને તે એટલે સુધી કે લેખક અથવા કવિની જવાબ-દારીને ભૂલી જાય છે. આવી રીતે તો કવિ અથવા લેખકને ભારોભાર અન્યાય થઈ જાય છે. દા. ત. જ્યારે હું વિદ્યાર્થી હતો ત્યારે સવારની વખત મારા મોંમાંથી હનુમાનનું નામ નીકળી ગયું. એક વૃદ્ધ સજ્જન રામાયણના ભકત હતા તે મારા પર ગુસ્સે થઈ કહેવા લાગ્યા કે હનુમાનજી-નું નામ સવારે ન લેવું જોઈએ. કારણ પૂછતાં તે મહાશયે કહ્યું કે તુલસી-દાસજીએ કહ્યું છે કે સવારે હનુમાનજીનું નામ લેવાથી આખો દિવસ ખાવાનું મળતું નથી. તુલસીદાસજીએ હનુમાનજી પાસે આ વચન કહેવરાવ્યાં છે અગર પોતે કહ્યાં છે તેનો આપણે વિચાર કરીએ રામના અનન્ય ભકતનું સવારે નામ ન લેવું તેવો અર્થ કરવો તે તેમની સાથે અન્યાય કરવા જેવું છે. હું તો પંડિતજીની વાત યાદ રાખી એક ગામ ઉપડયો, ત્યાં જઈ મને લાડુ, દાળ, ભાત બધું સારું જમવાનું મળ્યું. મેં પંડિતજીને પાછા આવી આ વાત કરી તો પણ પંડિતજીએ માન્યું નહિ. આવા અનર્થ કરવાથી તુલસીદાસજીના આત્માને કેટલું દુઃખ થાય? બીજો દાખલો લઈએ, એક વખત રામાયણની કથા સંભળાવતી

વખતે એક કથાકારે ઉપદેશ આપ્યો કે રામના પગ ઘણા કોમળ હતા. અને પ્રમાણમા કહ્યું કે તુલસીદાસે રામના ચરણોને કમળની ઉપમા આપી છે, તેઓ કદી અસત્ય ન કહે કથાકારે કમાલ કરી. રામચંદ્રજી ચૌદ વર્ષ વનમા રહ્યા, ઉઘાડ પગે વનેવન ભટક્યા, ત્યારે કોમળ પગ આ બધુ શી રીતે વેઠી શકે? રામ તો વીર, પ્રતાપી અને બળવાન હતા તેમનુ શરીર, હાથ અને પગ બળવાન હોવા જોઈએ કથાકારનો અર્થ ખોટો હતો હવે પ્રશ્ન એ છે કે તુલસીદાસજીએ રામચંદ્રજીના પગને કમળની ઉપમા કેમ આપી? કમળ જોઈને જેવો આનંદ થાય છે તેવો આનંદ રામચંદ્રજીના ચરણોને જોઈને થાય છે આથી એમા સમાનતા છે

## ૪ બીજા સાપેક્ષ ભાવોની ઉણપ

ભાષામા બીજા સાપેક્ષ ભાવો વ્યક્ત કરવાની ઉણપ છે સમુન્નમ આવા શબ્દો બહુ મળે છે. જેવી રીતે સુંદર, સુંદરતર, સુંદરતમ તરથી બે વસ્તુ વચ્ચેની સરખામણી અને તમથી બેથી વધારે વસ્તુઓ વચ્ચેની સરખામણી બતાવાય છે ભાષામા આવા શબ્દોની ઘણી આવશ્યકતા છે વિચારોને સારીકાઈથી વ્યક્ત કરવામા આ રૂપો જરૂરી છે દા ત આપણે કહીએ કે કાલીદાસની કવિત્વશક્તિ ભવભૂતિ કરતા વધારે હતી. તેનો અર્થ એ ન કરવો જોઈએ કે ભવભૂતિ મૂર્ખ હતો અથવા તેમા કવિત્વશક્તિ ન હતી અથવા આપણે તેની નિંદા કરવા માગીએ છીએ આપણે આ કથન દ્વારા કાલીદાસની કાવ્યશક્તિ વિશેષ હતી એટલુ જ કહેવા માગીએ છીએ બન્નેમા રૂપીએ પદર આના જેટલો ફેર છે ભાષાશિક્ષણ આપતી વેળા સાપેક્ષ ભાવોનો અર્થ ઝીણવટથી કાઢવાનો અભ્યાસ ન હોવાથી કેટલીકવાર ગેરસમજ પેદા થાય છે ઉપરના દાખલાનો કેટલીકવાર લોકો જુદો અર્થ લેવા માડે છે લોકો કહે છે ભવભૂતિનું અપમાન કરી કાલીદાસને જ કવિ માનવામાં આવ્યો

છે જ્યારે ભાષાશિક્ષણ યોગ્ય રીતે આપવામાં આવ્યું ન હોય ત્યારે વગર તોલે શબ્દોનો ઉપયોગ કરવાની આદત પડે છે જેમ કે—

સૂર સૂર તુલસી શશી ઉડગણ કેશવદાસ,
અબકે કવિ ખદ્યોત સમ જહાં તહાં કરત પ્રકાશ

આ ઉક્તિમાં સૂરદાસને સૂર્ય, તુલસીદાસને ચન્દ્રમા અને કેશવદાસને બેની નકલ કરનાર કહેવામાં આવ્યા છે પણ આજના કવિઓનું સ્થાન શું? જ્યારે કવિને તુલસીને સૂર માટે વિશેષણો મળ્યાં તો આજના કવિ માટે વિશેષણોની ક્યાં ખામી હતી? બધી વસ્તુઓ એક જ ભાવે વગરની એ સારું નથી

## ૫ વિચારોની આવશ્યકતા

ભાષાનું શિક્ષણ આપતી વેળા શિક્ષકોએ એ બાબતનું ધ્યાન આપવું જોઈએ કે કંઈ પુસ્તકમાં લખેલું હોય તે પર વિદ્યાર્થીઓને વિચાર કરવાની ટેવ કેળવવી. દા. ત. કોઈ આપણને કહે કે, 'તમારું નાક કાગડો લઈ ગયો' તો આપણે કાગડા પાછળ દોડીએ કે આપણું નાક જોઈએ? નાક જોવાનું તાત્પર્ય ચોકસાઈ કરવાનું છે કે તે છે કે નહિ. ચોપડીઓમાં જે કંઈ લખ્યું છે તે બ્રહ્માનું વાક્ય નથી પણ માણસે જ લખ્યું છે તેથી સંભવ છે કે તેમાં ભૂલ થઈ શકે. દા. ત. એક ચોપડીમાં લખ્યું છે કે સિરાજુદૌલા બહુ દુષ્ટ માણસ હતો. તેણે ૧૪૬ અંગ્રેજ સ્ત્રી-પુરુષોને એક કોટડી જે બાવીસ ફૂટ લાંબી અને બાવીસ ફૂટ પહોળી હતી તેમાં ગરમીની ઋતુમાં બંધ કરી દીધા. પરંતુ આપણે ધ્યાનપૂર્વક વિચારીએ તો ૧૪૬ માણસ ઠાંસીને ભરવામાં આવે તોપણ આ કોટડીમાં સમાઈ શકે નહિ કારણ કે અંગ્રેજો હૃષ્ટપુષ્ટ હોય છે અને કેટલાક ચરબીદાર હોય છે. પણ જો તેઓ કાગળના બનેલા હોય તો તેમને દબાવીને ભરી શકાય. વિચાર કરવાથી તેનો સાર એવો નીકળે છે કે આ વાત

જુદી છે, અગર ઓછા માણસો પૂર્યા હશે અગર કોટડી મોટી હતી આ રીતે મનાવા અને ઘટનાઓના સત્યાસત્ય પર વિવેચન કરી સમજાવનાર શિક્ષકો મ_ ઓછા હશે

આન્હા ઉદનના વર્ણનમા કર્નલ મેજર મ્યમેદાન વગેરે શબ્દો તેની કવિતામા વાપરનામા આ યા છે પરન્તુ આપણે વિચાર કરીએ તો તે સમયમા આ શબ્દો ક્યાથી આવે? એટલે આ શબ્દો જાનિક કવિના તો ન હોય, કોઈ આધુનિક વ્યક્તિએ આ શબ્દો પાછળથી ઉમેર્યા છે બીજો દાખલો લઈએ એક પ્રસિદ્ધ બગાળી નવલકથાકારે લખ્યુ છે કે આમ્બાના પત્તા, બાજરીના રોટલા, મદની દાળ આદિ મારવાડમા હોય છે આ વર્ણન તે લેખકે દિલ્હીથી અજમેરની યાત્રામા કર્યુ છે પણ દિલ્હીથી અજમેરની યાત્રામા આવા ચિત્રો ક્યાય જોવા મળતા નથી બગાળમા રમણીય તળાવો, બાગ ઉપવનો વગેરે હોય તેનુ મને પરતુ આ યાત્રામા તે ન જોવામા આવ્યા હોય બીજો દાખલો લઈએ તમાકુ દક્ષિણ અમેરિકાથી આ દેશમા આવી પદરમી સોળમી શતાબ્દિમા પોર્ટુગીઝ લોકો આ વસ્તુ અહી લાવ્યા પણ કૃષ્ણના વર્ણનમા એક કવિએ લખ્યુ છે કે રાધાએ કૃષ્ણ જ્યારે વૈકુઠ જતા હતા ત્યાર હાથ પકડયા અને કહ્યુ કે અહી તમાકુ ખાઈને જાવ, ત્યાં તમાકુ મળવાની નથી તમાકુપ્રેમી લોકો રણ ખગ દાવા કરે છે?

## ચરિત્રોની આલોચના અને તેના પર ઝીણવટથી વિચાર.

ઊચા દરજ્જાના સાહિત્યમા ઘણીવાર ચરિત્રચિત્રણ આપેલુ હોય છે અને જેટલી બારીકાઈથી ચરિત્રોનું ચિત્રણ કરવામાં આવે તેટલુ જ તે સાહિત્યનું મહત્વ છે ભાષાઓમા ચરિત્રવર્ણન પર વધારે ધ્યાન આપવામા આવતુ નથી, પરતુ જે ગ્રથો ચારિત્ર પર ઝીણવટ પૂર્ણ વિચાર રજૂ કરતા હોય અને પક્ષપાત રહિત હોય તેવા ગ્રથો પર જરૂર વિચાર કરવો જોઈએ દરેક શિક્ષકે આવા ગ્રથો જોવા જોઈએ.

આપણે ભાષાના સાહિત્યને ઉચ્ચ કલ્પનાનું બનાવવું હોય તો ઓછામાં ઓછું હાઈસ્કૂલના વર્ગોમાં ચારિત્ર્યનું વર્ણન વાંચવાનું અને તેના પર વિચાર કરવાનું શિક્ષણ બાળકોને આપવું જોઈએ. સરખાં ચારિત્રોની સરખામણી કરવી જોઈએ. તેમાં સમાનતા અને ભિન્નતા હોય તેની નોંધ કરીને તેના પર નિબંધ લખવો જોઈએ. ચરિત્રચિત્રણ પક્ષપાત રહિત હોય તેના પર ધ્યાન રહેવું જોઈએ. અને કોઈને અન્યાય કરવો જોઈએ નહીં, જે કંઈ કહેવામાં આવે તેનાં પ્રમાણ આપવાં જોઈએ. આવા પ્રકારની શિક્ષા મળવાથી વિદ્યાર્થીગણ મોટા થયા બાદ ઊંચા કલ્પનાનું સાહિત્ય તૈયાર કરવાની યોગ્યતા કેળવે. કારણ કે બે આંગળીએ એક સરખી નથી હોતી. દરેકમાં થોડીક વિશેષતા અવશ્ય હોય છે. વિશેષતા શોધવાથી બુદ્ધિનો વિકાસ થાય છે. દુનિયામાં કોઈ પણ માણસ નિર્દોષ નથી રહી શકતો. ઊંચામાં ઊંચા કલ્પનાના માણસમાં પણ કંઈક

અને પુન્યાઈ. ન્યાયપ્રિયતા અને હિન્દુ મુસલમાનોના એકતાનો ભાવ સમજનાર હતા. આવી વાતોને પૂરી તપાસ કર્યા સિવાય માની લેવી જોઈએ નહિ. શિવાજીની [illegible] ઔરંગઝેબે ઘણી ચઢાઈઓ કરી તેને દબાવવાની કોશિશ કરી. અફઝલખાં નામના યુવાનને શિવાજીને કેદ કરવા મોકલ્યા પરન્તુ ખુદ અફઝલખાં માર્યો ગયો. શાઈસ્તખાં નામના અફસરને પુનામાં શિવાજીને કેદ કરવા મોકલ્યો પણ શિવાજી વેશ બદલીને સેના સહિત એક જાનના રૂપમાં એવી રીતે પેસી ગયા કે કોઈને કાનોકાન ખબર ન પડી. રાતના બાર વાગે જ્યારે શાઈસ્તખાં ઊંઘતો હતો ત્યારે તેના પર હુમલો કર્યો અને શાઈસ્તખાં જ્યારે નાસી જવાની કોશીશ કરતો હતો ત્યારે શિવાજીએ તેનો અંગુઠો પોતાની તલવારથી કાપી લીધો. ઔરંગઝેબે શિવાજીને દગાથી કેદ કર્યો પણ ત્યાંથી પણ મીઠાઈની ટોપલીમાં પેસીને બહાર આવી ગયા. આવી રીતે દરેક વખતે ઔરંગઝેબ હાર્યો અને શિવાજીને પકડી શક્યો નહિ.

શિવાજીના ચારિત્ર્યના વિષયમાં કંઈ પણ સંદેહ ન કરી શકાય, કારણ કે એક વખત શિવાજીના સેનાપતિ દક્ષિણની લૂંટમાં અહમદશાહની સુંદર વહુને પકડી લાવ્યા. શિવાજીએ જ્યારે અહમદશાહની પત્નીને જોઈ ત્યારે બહુ ગુસ્સે થયા અને સેનાપતિને કહ્યું કે, 'તમે શિવાજીની સાથે રહીને શિવાજીને ન ઓળખી શક્યા, તો તમારું માથું શા માટે ધડથી જુદું ન કરવામાં આવે?' અને અહમદશાહની પત્ની સામે જોઈ કહ્યું કે 'મા, શિવા! હું જો તમારો પુત્ર હોત તો સુંદર હોત પણ હું તો બહુ કૂર હોઈ તમારો પુત્ર થવા પણ કાબેલ નથી એટલે મને ક્ષમા કરજો.'

અને બીજા સેનાનાયકને હુકમ આપ્યો કે, અહમદશાહની વહુને તેના સ્થાન પર સુરક્ષિત પહોંચાડી દો, શિવાજીના ચારિત્ર્યનું આ બહુ મોટું પ્રમાણ છે. શિવાજી હિન્દુ મુસલમાનોને સરખી દૃષ્ટિએ જોતા હતા. તે બહુ સારી રીતે કહી શકાય છે. શિવાજીની ફોજમાં હિંદુ અને મુસલમાન બન્ને સૈનિકો તરીકે હતા. તે વખતે રાજ્યમાં હિંદુઓની વસ્તી લગભગ

રૂપિયામા ચાર આના હતી. રિવાજમા ન્યાય કરવાની બહુ મોટી શક્તિ હતી.

બીજો દાખલો તુલસીદાસજીએ રામના વનગમનનુ વર્ણન બહુ સારી રીતે અયોધ્યાકાંડમા કર્યુ છે આ વાંચીને હવે પ્રશ્ન ઉઠે છે કે રાજા દશરથના મનમા રાજ્યાભિષેક કરતી વખતે કપટ હતુ કેટલીકવાર લોકો આ પ્રશ્નનો ઉત્તર આપતા કહે છે કે રાજા દશરથ રામના પિતા હતા અને તેમના મનમા કંઈ કપટ ન હતુ. પણ ખરેખર આ કારણ નથી તુલસીદાસજીની કહેલી કથાના આધારે આપણે નીચે આપેલ બાબતો પર વિચાર કરવો પડશે :

૧. રાણી કૈકેયી રાજા દશરથને બહુ પ્રિય હતી અને રાજા દશરથ બહુ વાર તેની મુલાકાત લેતા હતા

૨. પંદર દિવસથી રાજ્યાભિષેકની તૈયારી ચાલતી હતી. શહેરના બધા લોકો જાણતા હતા પણ કૈકેયીને આ બાબતમા કંઈ સમચાર આપવામાં આવ્યા ન હતા.

૩. ભરત અને શત્રુઘ્નને બોલાવવાનો કોઈ પણ ઉદ્યોગ કરવામાં આવ્યો ન હતો.

૪. તે સમયપર આવી શકતા હતા. જ્યારે દશરથના દેહાવસાનની ખબર મળી ત્યારે તેઓ આવી ગયા હતા.

આથી વિદિત થાય છે કે રાજાના મનમા જરૂર ખટકો હતો તે ભરતને બોલાવ્યા વગર, કૈકેયીને સૂચના આપ્યા વગર ઝટપટ અભિષેક કરવા ઇચ્છતા હતા. કૈકેયીના મનમાં કંઈ પાપ ન હતું કારણકે તેના ઉત્તરથી તેણે પહેલા મંથરાને જે કહ્યુ હતુ તે પરથી સ્પષ્ટ થાય છે. જો રાજા દશરથ કૈકેયીની સલાહ લેત અને ભરતને બોલાવત તો કોઈ પણ

વિઘ્ન આવત નહિ. પણ જ્યારે સાચા મનના માણસને કોઈ પણ કામ ચોરીથી કરવાનુ હોય ત્યારે પોતાના આત્મા પર વિશ્વાસ રહેતો નથી અને તેના મનમાં ખોટા ભાવો આવી જાય છે. આમાં કૈકેયીનો દોષ નથી. માણસ સ્વભાવનો દોષ છે. આ સાથે કૈકેયી સાથે થયેલ વર્તાવનો દોષ છે. દુનિયામાં જ્યાં જ્યાં આવા વર્તાવો થાય છે ત્યાં ઘણુંખરૂં આવું જ ફળ આવે છે. આપણે કહીએ છીએ કે રામવનગમન તો તેમના ભાગ્યમાં લખેલું હતું અને વિધાતાના લેખ ન બદલાય, તે માટે દેવ દેવતાઓએ કૈકેયીની મતિ ફેરવી નાખી. પણ આ વસ્તુ તો ફક્ત મન મનાવવા સમજાવવામાં આવે છે. રાજા દશરથ જે કાર્ય કરતા હતા તે એવું હતું જેથી કૈકેયીના મનમાં દ્વેષ આવે તે સ્વભાવિક હતું. કૈકેયીને વચન આપી દેવું કે તું જે વરદાન માગીશ તે હું આપી દઈશ તે એક વૃદ્ધ ઊંચા આસન પર બેઠેલા દૂરદર્શી રાજા માટે બુદ્ધિમત્તાનું કાર્ય ન હતું. આવી રીતે ભાષા શીખવતી વેળા શિક્ષક આગળ એવા ઘણા અવસરો આવે છે જેમાં ચરિત્રોના વિકાસ પર તેને વિચાર કરવો પડે છે અને જેવા વિચારો ઉપર આપેલા છે તેવા ઉત્પન્ન કરવાનો અવસર ગુમાવવો જોઈએ નહિ.

### ૭ શબ્દોના ગુઢ અર્થ કાઢવાનું શિક્ષણ.

ઉર્દુમાં એક કહેવત છે કે અક્લમંદ માટે ઇશારો ઘણો છે. અર્થાત્ થોડીક મદદ મળતાં તે ઘણું કામ કરી શકે છે. ભાષા શીખનારને આપેલ થોડાક શબ્દો પરથી ઘણુંખરૂં અર્થ કાઢી લેવાની યોગ્યતા પ્રાપ્ત કરવી જોઈએ. આનું શિક્ષણ ઘણુંખરૂં હાઈસ્કૂલના વર્ગોમાં આપી શકાય છે. દા. ત. એક માણસ સાયકલ પર ચઢી જતો હતો. સડક પર લાલટેન સળગતી ન હતી. અંધારામાં ઠોકર ખાવાથી સાયકલ પડી ગઈ. તેનું માથું પત્થરથી ટકરાઇને ફાટી ગયું અને તે તરત જ મરી ગયો. માણસો તેને ઉઠાડીને અસ્પીતાલ લઈ ગયા અને ડૉક્ટરને કહેવા લાગ્યા કે તમે રોગીને સાજો કરી આપો તો તમને સારી રી

આપીશું અને તમારો યશ ગાઈશું. ડૉક્ટરે ઊભા ઊભા જવાબ આપ્યો. 'તમે કહો છો કે માથું ફાટી ગયું છે. એટલે રોગ અસાધ્ય છે, હું ફી ઘણી લઈશ.'

ઉપર્યુક્ત વાર્તાથી જો કે કોઈ પણ વાત સ્પષ્ટતાથી સમજાતી નથી, તો પણ સમજદાર માણસ નીચે લખેલો મતલબ કાઢી શકશે:—

૧. સાયકલ પર બેઠેલ માણસ રાતના જતો હતો. તેની પાસે બત્તી નહોતી

૨. જે લોકો તેની લાશ લઈ ગયા તે લોકોએ તેની પ્રારંભિક ચિકિત્સા કરી નથી, અથવા તે મૂર્ખ હતા કારણ કે જે જીવંત અને મરેલાને ન ઓળખી શકયા.

૩. ડૉક્ટર તો આ બધાથીયે મૂર્ખ હતો. કારણ કે તે દર્દીને જોયા સિવાય કસીને ફી લેવાની વાત કરતો હતો. આથી તે લોભી હોવાનું સમજાય છે.

૪. જો આ બધી વસ્તુઓ ન હોય તો લેખક મૂર્ખ હોવો જોઈએ, કારણ કે તે માણસ ન પણ મર્યો હોય. જ્યારે તે લોકો લઈ ગયા ત્યારે તે જીવતો હતો અને આ ભ્રમણાથી જ તે ફીની ચર્ચા કરતા હતા.

બીજું ઉદાહરણ:

એક મિત્રે લખેલ એક પત્રમાં લખ્યુ હતું. કે આપનો પત્ર મળ્યો, વાંચીને ઘણો આનંદ થયો. પણ આપના પૂજ્ય પિતાજીનો સ્વર્ગવાસ થયો તે સમાચાર વાંચીને ઘણું દુઃખ થયું, બહુ ખરાબ થઈ ગયુ.

આ વાંચનાં બે વાતો સ્પષ્ટ થાય છે.: લખનાર મંદબુદ્ધિ છે. તેને લખતાં આવડતું નથી, કારણકે પિતાનો સ્વર્ગવાસ થયો ત્યારે

પત્રમાં પરેલાં આનંદ થયો. તેમ લખવાનું શું કારણ હતું ? બીજી વસ્તુ, શું એના પૂજ્ય પિતાજી પાપી હતા ? કે તેમને સ્વર્ગ મળવાની આશા ન હતી તેથી તેને બહુ ખોટું થયું એમ લાગ્યું ? અથવા તેમના મૃત્યુ બાદ સ્વર્ગ મળવાથી તેને કંઈ સંતોષ ન થયો ? અથવા કઈ અનુચિત વાત બની ગઈ ?

ત્રીજો દાખલો

હું મારો ઘોડો દોડાવતો ટેકરી પર ચઢયો. હું જોઉં છું કે સામે એકદમ ઉતાર છે અને નીચે એક ઝરણું વહી રહ્યું છે. અને બીજે કિનારે એક ગીચ ઝાડી માઈલો સુધી પથરાયેલી હતી. મહુડાનાં નવાં પલ્લવો કોઈ લાલ, કોઈ પીળાં, કોઈ નારંગી રંગનાં, જંગલની શોભામાં અભિવૃદ્ધિ કરતાં હતાં. કેસરીયા રંગનો સૂર્ય ડાબી બાજુ ડૂબતો હતો. ચંદ્રમા નીકળવાને અર્ધો કલાકની વાર હતી. મારે ૭ સાત માઈલ જંગલ પાર કરીને પોતાના સ્થાને પહોંચવું હતું. ગરમી પડવાથી મેં સુતરાઉ કપડાં પહેર્યાં હતાં. તેથી મને થોડી વારમાં શરદી લાગવા માંડી. એટલામાં ઘોડો આડોઅવળો ભાગવાની કોશિશ કરવા માંડયો. મને સમજ ન પડી કે ઘોડો કાન ઊભા કરીને કેમ અટકી જતો હતો. મહા મુશીબતે તેને સંભાળ્યો અને ઉતરીને આજુબાજુ જોયું ત્યારે વાઘના પંજાનાં નિશાન રસ્તા ઉપરથી નાળા બાજુ ગયાં હતાં.

આ વર્ણનમાં જે કંઈ કહેવામાં આવ્યું છે તે સિવાય નીચે લખેલી વાતોનો પણ બોધ થાય છે:

૧. સવાર ઉત્તર બાજુ જતો હતો કારણ કે સૂર્યાસ્ત ડાબી બાજુ થતો હતો. જંગલ ઉત્તર બાજુ હતું અને ઝરણું પૂર્વ-પશ્ચિમ વહેતું હતું.

૨. ઘણું કરીને અમાસ પછીની પડવેનો દિવસ હશે, કારણ કે તેજ દિવસે ચંદ્રમા અર્ધો-પોણો કલાક બાદ નીકળે છે.

૩. ઘણું કરીને ફેબ્રુઆરી માસ હતો. કારણ કે મહુડાને નવાં પાન તે વખતે ફૂટતાં હતાં. બીજો પૂરાવો એ છે કે દિવસમાં ગરમી

પડતી હતી અને સૂર્ય આથમતાં જ કંડી ચમકતી હતી. આવું ઘણું કરીને ફેબ્રુઆરી અથવા નવેંબર માસમાં જ થાય છે.

૪. સવાર ન તો ગોરજના પ્રકાશમાં જંગલ પાર કરી શકતો હતો ન ચંદ્રમાનો પ્રકાશ મળવાની આશા હતી. ગોરજનો પ્રકાશ વીસ પચ્ચીસ મિનિટ જ રહે છે. પણ જંગલની ઘેરી છાયામાં તે પણ ઓછો વખત મળવાની આશા હતી. ઘોડો કલાકમાં દસથી બાર માઈલ જઈ શકતો હતો, વધારે નહિ. જંગલ પાર કરવામાં ક્ષ્માશરે ચાલીસ પીસ્તાળીસ-મિનિટ લાગતી. ત્યાર સુધી ચંદ્રમા નીકળવાની કોઈ આશા પણ ન હતી. અંધારામાં ઘોડો પણ દોડાવી શકાતો ન હતો.

૫. ઘોડેસ્વારની સ્થિતિ ભયજનક હતી. વાઘના પંજાનાં નિશાન નાળા સુધી ગયાં હતાં. આથી સ્પષ્ટ સમજાય છે કે વાઘ પાણી પીવા માટે નાળા બાજુ ગયો હશે ઘોડાએ કાન ઊંચા કર્યા તેથી સ્પષ્ટ થાય છે કે ઘોડો અવાજ પારખવાની તૈયારીમાં હતો. નસકોરાં ફફડાવવાથી તેને વાઘની ગંધ આવવાનું જણાય છે. સવારનું ત્યાં રહેવું ઉચિત ન હતું. કારણ કે સૂર્યાસ્ત વેળા જંગલી જનાવરો પાણી પીવા નીકળે છે. આગળ વધવામાં બહુ જોખમ હતું, કારણ કે આવાં જંગલી જાનવરો મળવાનો ભય હતો. ચંદ્રમાના પ્રકાશની રાહ જોવાથી પણ વિશેષ લાભ ન હતો. કારણ કે પાણી પીને જંગલી જાનવર પોતાના શિકારની શોધમાં ફરે છે.

આવી રીતે વિચારવંત શિક્ષકો ટૂંકા શબ્દોની મદદથી ઘણો અર્થ કાઢી લે છે, તે ઉપરના ઉદાહરણથી સ્પષ્ટ થાય છે. તેમાં થોડું સ્પષ્ટ અને થોડું અસ્પષ્ટ રહે છે. જે બાળકોને ઊંચી જાતનું ભાષા-શિક્ષણ મળ્યું હોય તે જ આ કાર્ય સરળતાથી કરી શકે. શિક્ષકે આવા પ્રકારની શિક્ષા ઉપલા વર્ગોમાં આપવી જોઈએ.

## ૮. ભાષાંતર

હાઈસ્કૂલના વિદ્યાર્થીઓને હિંદી સિવાય બીજી કેટલીક ભાષાઓનું જ્ઞાન થઈ જાય છે. દા. ત. અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત. વખત મળ્યે બીજી ભાષાના લેખોનો અનુવાદ કરવો જોઈએ, પણ તેમાં કેટલીક બાબતોનું જ્ઞાન આવશ્યક છે. લેખકના ભાવો તેમાં પૂર્ણ રીતે આવી જવા જોઈએ અને તેનો કોઈ પણ અંશ બાકી ન રહેવો જોઈએ. અનુવાદની ભાષા શુદ્ધ અને નિયમબદ્ધ જોઈએ. દરેક ભાષામાં થોડી-ઘણી વિશેષતા હોય છે અને તેનાં વાક્યો અને પદોની રચના અનોખી જ હોય છે. અનુવાદ કરતી વેળા જો આપણે સારી ભાષા વાપરીશું તો આપણા મન પર ભાષાનો વિશેષ પ્રભાવ પડશે. જે ભાષામાં આપણે અનુવાદ કરવો હોય તે ભાષાની શૈલી અને કહેવતોને વાક્ય-પ્રયોગમાં વાપરવા જોઈએ. એક ભાષાની ઢબ છોડીને તેમાં કહેલા ભાવો બીજી ભાષાના રૂપમાં દર્શાવી દેવામાં તેજ અને સ્પષ્ટ બુદ્ધિની આવશ્યતા છે. અનુવાદ કરવાથી લાભ એ થાય છે કે બુદ્ધિ તેજ થાય છે તથા બે ભાષાઓની વિશેષતાઓની ખબર પડે છે. પણ શર્ત આ છે કે અનુવાદ અક્ષરશઃ ન કરવો જોઈએ, કેવળ ભાવો પેદા કરવાનો જ પ્રયત્ન કરવો જોઈએ. અંગ્રેજીમાં એક કહેવત છે કે–

A bad workman quarells with the tools, અર્થાત્ ખરાબ કારીગર પોતાનાં હથિયારો સાથે લડે છે. આવા અનુવાદથી વાંચનારની ભાષા નિરસ અને અસ્પષ્ટ દેખાય છે. અનુવાદ કરતી વેળા દેશકાળ અને પાત્રનો વિચાર કરવો પણ આવશ્યક છે. દા. ત. અંગ્રેજીમાં morning શબ્દ છે, તેનો અર્થ સવાર કહી દેવામાં ભૂલ છે કારણ કે અંગ્રેજ લોકો તો બપોર પહેલાંના વખત માટે તેનો પ્રયોગ કરે છે. જ્યારે હિન્દમાં સવારનો અર્થ સૂર્યોદયનો વખત જ બતાવે છે. ઈંગ્લેન્ડના લોકો રાતના ૧૧-૧૨ વાગે ઊંઘે છે. અને દિવસના ૮-૯ વાગે ઊઠે છે. તેમનું સવાર ભલે ૧૦-૧૧ વાગે થાય પણ આપણું

સવાર આટલું મોડું કેવી રીતે થઈ શકે ! આવી રીતે દેશકાળ, પાત્ર, વગેરેનો વિચાર કરીને જ અનુવાદ કરવો જોઈએ.

૧. સમાન ભાષા

અલંકાર વગેરે સાહિત્યમાં ઘણીવાર જોવામાં આવ્યું છે કે કોઈ પણ લેખક અથવા કવિએ એક વાત એક રીતે કહી છે તો બીજી બીજી રીતે. પાઠ્યપુસ્તકોમાં જ્યારે પણ કોઈ કવિ બીજાએ અગર લેખકનો પાઠ વંચાવવો હોય ત્યારે શક્ષકે તેનો ઉલ્લેખ કરવો જોઈએ. અથવા વિદ્યાર્થીઓને શોધી કાઢવાનું કહેવું જોઈએ. આવી રીતે સાહિત્યપ્રેમ વગેરેની સરખામણી કરવાની શકિત મળે છે લેખક અથવા કવિની શૈલીની વિશેષતાઓ ધ્યાનમાં આવે છે. હાઈસ્કૂલના વર્ગોમાં વર્ણ અને માત્રાવાળા છંદોનું થોડુ જ્ઞાન આપવું આવશ્યક છે. છંદોને ઓળખ્યા સિવાય લય અને વિશ્રામ સાથે વાંચવું કઠિન છે. ખાસ કરીને જ્યારે પૂરો પરિચય ન હોય ત્યારે આમ બને. આ જ્ઞાન ન થવાથી વિદ્યાર્થી કવિતા કરતાં શીખશે પણ વિદ્યાર્થીઓનો વધારે વખત ન બગાડવો જોઈએ આપણા દેશમાં તો કવિઓ અને ગપ્પાં મારવાવાળાનો રાફડો ફાટયો છે. આશા તો એ છે કે સારા સારા ગદ્ય લેખકો તૈયાર થવા જોઈએ કારણ કે જીવનમાં આપણે ગદ્ય લખવાનું જ કામ પડે છે. કવિતા લખવાનો પ્રસંગ ભાગ્યે જ આવે છે. પછી આપણે એ પણ જાણીએ છીએ કે પદ્યની જેમ ગદ્યમાં પણ આપણે સુંદર ભાષાનો ઉપયોગ કરી શકીએ. તેનો સારાંશ એ છે કે ગદ્ય વાંચવા અને વંચાવવામાં શિક્ષકોએ વિશેષ ધ્યાન રાખવું જોઈએ.

ખાસ ખાસ અલંકારોનું જ્ઞાન હાઈસ્કૂલના ઉચ્ચ કક્ષાના વિદ્યાર્થીઓને આપવું આવશ્યક છે. જેવી રીતે અનુપ્રાસ ઉપમા, અન્યોકિત, અતિશયોકિત, રૂપક વગેરે. પણ બે વાતનું ધ્યાન રાખવું જરૂરી છે. કે,

૧. કવિતા કવિતા છે અને તેને વધારે નિયમબદ્ધ કરવાની કોશિશ ન કરવી જોઈએ, કારણ કે અલંકારોના નિયમો એટલા જટીલ

છે કે મોટા મોટા કવિઓ કાલીદાસ, સુરદાસ, તુલસીદાસ વગેરે પણ નિષ્ફળ નીવડયા છે.

૨. શાળાના વર્ગોમા કોઈ પણ વસ્તુનુ પિષ્ટપેષણ ન કરવુ જોઈએ. કારણ કે અલકારોમા ઘણા ભેદ અને ઉપભેદ હોય છે આ અલકારોની ઝડ ઝડે ઉતરીને માહિતી મેળવવાથી કઈ લાભ નથી આ કાર્ય તો મહાવિદ્યાલયો માટે છોડી દેવુ જોઈએ. અલંકાર શીખવામા પાઠ્ય પુસ્તકો ગોખવાની જરૂર નથી, પરન્તુ જ્યા જ્યાં અલકારો આવે ત્યા ત્યા તેનો ઉપયોગ કરતા સમજાવી દેવા જોઈએ

૧૦. શબ્દાર્થ.

હાઈસ્કુલના વિદ્યાર્થીઓને શિક્ષકોએ શબ્દના અર્થો મોઢેથી કહેવા કરતા વિદ્યાર્થી પોતે સ્વાવલમ્બી બની શબ્દકોષમાંથી શોધી કાઢે તેવી ટેવ પાડવી જોઈએ અર્થ બારીકાઈથી આપેલા હોય તેવા શબ્દકોષનો ઉપયોગ કરવો જોઈએ. એક શબ્દને બદલે બીજો શબ્દ આપી દેવો ભુલ ભરેલુ છે. કારણ કે ભાષામા કોઈ પણ બે શબ્દો સમાન અર્થી ભાગ્યે જ હોય છે તેમના અર્થમા થોડુ ઘણુ અતર જરૂર હોય છે દા. ત. ઉત્થાન, પુનરુત્થાન વિકાસ, ઉન્નતિ આ ચારે શબ્દો લઈએ દરેકના અર્થમા થોડીઘણી વિશેષતા છે, ઉત્થાનનો અર્થ નીચી જગાએથી ઊચી જગાએ જવાનો થાય છે પુનરુત્થાનનો અર્થ એકવાર પતન બાદ ઉત્થાન થવાનો થાય છે અને નૈસર્ગિક શક્તિઓના કારણે જે ઉન્નતિ થવાને વિકાસ કહે છે. વ્યક્તિની બુદ્ધિથી આગળ વધવાને ઉન્નતિ કહે છે આવી રીતે ઉષ્ણતા, તાપ, ઉષ્ણતામાન એ સમાન અર્થના શબ્દો છે. ઉષ્ણતાથી યથાર્થ ગરમીનો બોધ થાય છે તાપમાં ઉષ્ણતામાન થર્મોમીટરથી ઉષ્ણતા માપવાનો બોધ થાય છે. આવી જ રીતે ડોકટર, વૈદ્ય, હકીમ, એ સમાનઅર્થી શબ્દો છે ડોકટરનો સામાન્ય અર્થ એલોપથી પદ્ધતિથી ઈલાજ કરનાર થાય છે વૈદ્યથી

આયુર્વેદ દ્વારા ચિકિત્સા કરનાર તેઓ બોધ થાય છે. આ દાખલાઓથી આપણે સમજી શકીશું કે એક શબ્દની જગાએ બીજો શબ્દ સમાન અર્થવાળો નથી. આવી જ રીતે પીતાંબર શબ્દ છે. પીતાંબરનો અર્થ પીળું કપડું થાય છે. પણ આજે એક રેશમી ધોતી જે હવન, પૂજા કે ભોજન કરતી વેળા બ્રાહ્મણો વાપરે છે તેને પીતાંબર કહેવામાં આવે છે. તે ભલે ને પીળા રંગની હોય કે લાલ રંગની.

## ૧૧. ભૌગોલિક વર્ણન

પાઠ્યપુસ્તકો તથા સાહિત્યમાં ઘણાંયે ભૌગોલિક વર્ણનો આવે છે. દા. ત. રઘુનો દિગ્વિજય, રામચંદ્રજીની વનયાત્રા, પાંડવોની તીર્થયાત્રા અને હુએનસંગની ભારતયાત્રા, આમાં અનેક ભૌગોલિક સ્થાનોનું વર્ણન મળે છે. પણ શિક્ષક નગર નદી અથવા પર્વતનું જે નામ છે તે કહીને આગળ પાઠ વંચાવતા જાય છે. કેટલીક જગાએ અપ્રચલિત નામો પણ આવે છે, જેવી રીતે, મહેન્દ્ર પર્વત, પંચાલ દેશ, ઋષ્યમૂક પર્વત, દેવગિરિ, ચર્મણ્વતી અને જંબુદ્વિપ. શિક્ષકો એમ ન સમજે કે આ બધાં નામો કપોલકલ્પિત છે, અને તેને શોધવામાં સાર નથી. પણ આ નામો વિદ્યાર્થીઓ પાસે ભારતનો નકશો દોરાવીને શિક્ષકે પોતે બતાવવાં જોઈએ. પૌરાણિક કથાઓમાં દેવાસુર સંગ્રામ વર્ણન છે અને તેમાં અસુરને દુષ્ટ અને ભયંકર બતાવવામાં આવ્યા છે પણ જૂના વખતમાં ફારસી સાહિત્યમાં એસીરીયન લોકોનું વર્ણન કરવામાં આવ્યું છે. તે લોકો દેવોને ભયંકર અને દુષ્ટ માનતા હતા. દેવ લોક આર્ય જાતિના હતા. અને તેઓને એસીરીયન જાતિ સાથે યુદ્ધ કરવું પડતું હતું. આ એસીરીયન જાતિ સંસ્કૃતમાં અસુરના નામથી પ્રસિદ્ધ હતી.

## ૧૨. લોકોના આચારવિચાર અને રહેણીકરણીની શોધ.

સાહિત્યમાં જૂના સમયનાં ઘણાંયે જીવનનાં વિવિધ પ્રસંગનાં ચિત્રો આપેલાં હોય છે. તુલસીદાસજીએ રામવિવાહનાં ચિત્રો આપ્યાં છે.

આ ચિત્રો પરથી તે વખતમાં વિવાહની પ્રથા કેવી હતી તે પર પ્રકાશ પડે છે. જ્યારે આવા પાઠો વંચાવવાના હોય ત્યારે પ્રાચીન જીવન અને આધુનિક જીવનની તુલના વિદ્યાર્થીઓ પાસે કરાવવી જોઈએ. વર્ડ્સ્વર્થના સમયમાં વિવાહપ્રણાલી કેવી હતી, અને મહાભારતના વખતમાં કેવી હતી તેની તુલના કરવાથી વિદ્યાર્થીઓમાં સાહિત્ય વાંચવાની અને તેનું મનન કરવાની ટેવ કેળવાશે.

## ૧૩. નિબંધરચના અને નિબંધકલા.

નિબંધનો અર્થ જ બતાવે છે કે જેમાં કોઈ બંધન ન હોય તેવું લખાણ નિબંધ કહેવાય. આ નિબંધો કેટલાયે પ્રકારના હોય છે: કથનાત્મક, વર્ણનાત્મક, ભાવાત્મક, ઐતિહાસિક વગેરે. હાઈસ્કુલના વિદ્યાર્થીઓને ઘણું કરીને વર્ણનાત્મક અને કથનાત્મક નિબંધો આપવા જોઈએ. કોઈ કોઈવાર વિવાદાત્મક નિબંધો પણ ચર્ચવા જોઈએ. અને સાથે સાથે નિબંધલેખનના સિદ્ધાંતો પણ બતાવવા જોઈએ. નિબંધમાં શિક્ષકે પક્ષ અને વિપક્ષ બન્ને બાજુઓ પર વિચાર કરવો જોઈએ. એની તુલના કરી અંતમાં નિબંધનો સાર આપવો જોઈએ. સામા પક્ષના સત્યને ઓળખી પોતાના મનથી તેનું સમર્થન કરવું અથવા કારણો આપીને વિપક્ષ રૂપ સિદ્ધ કરવું તે જ સાચો નિબંધ છે. કથનાત્મક અને વર્ણનાત્મક નિબંધ દેખવામાં સરળ હોય છે. પણ જો કલાની દૃષ્ટિએ જોઈએ તો આવા ઉત્તમ નિબંધ લખવા માટે ખાસ યોગ્યતાની જરૂર છે. વાર્તા તો દરેક કહી જાણે છે પણ સારી રીતે કહી શકનાર ઓછા છે. પ્રેમચંદ અને જૈનેન્દ્ર જેવા વાર્તાકારો બહુ ઓછા છે. આવી જ રીતે નિબંધ લખવો એ ઊંચા પ્રકારની કલા છે અને ઉત્તમ નિબંધ પોતાના વિચારપૂર્ણ સિદ્ધાંતોના આધારે જ લખી શકાય છે. આમાંના થોડાક સિદ્ધાન્તો નીચે મુજબ છે :—

૧. દરેક વાક્યમાં એક જ પ્રકારના વિચારની યોજના કરવી જોઈએ.

૨. એક વાક્યનો બીજા વાક્ય સાથેનો વિચારસંબંધ બતાવવા માટે કોઈ શબ્દ હોવો જોઈએ. નહિ તો વિચારધારા સમજમાં ન આવે.

૩. દરેક ફકરો એક વિચારસમૂહનો બોધ કરતો હોવો જોઈએ. તેમાં એકથી વધારે વિચારોનું મિશ્રણ ન હોવું જોઈએ.

૪. દરેક ફકરામાં એક વાક્ય એવું મૂકવું જોઈએ જેમાં આખા ફકરાનો સાર આવી જાય. આ વાક્યને શરૂઆતમાં, વચ્ચે અગર અંતમાં નિબંધશાસ્ત્રના નિયમ અનુસાર મૂકવાં જોઈએ.

૫. સાંભળનારના વિચારો ધ્યાનમાં રાખીને શબ્દોનો ઉપયોગ કરવો જોઈએ. પંડિતોના સમાજમાં વધારે સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કરવો તે દોષ નથી. પણ ગામડીયા અને સ્ત્રી આગળ સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કરવો ઉચિત નથી. કોઈ ન હોય ત્યારે તેનો બાપ મરી ગયો છે એમ કહેવાય. પરંતુ તેના રૂબરૂ તેના પિતાજી સ્વર્ગવાસી થયા છે એમ કહેવું જોઈએ.

૬. પાત્ર જોઈને તે અનુસાર તેમની પાસે ભાષાનો પ્રયોગ કરાવવો જોઈએ. મુસલમાનથી ઉર્દુ, પંડિતથી સંસ્કૃત તથા ગામડીયાથી ગામડી ભાષાનો પ્રયોગ કરાવવો જોઈએ.

૭. વાર્તા કહેતી વેળાએ જે ક્રમથી ઘટનાઓ થાય તે ક્રમ અનુસાર જ કહેવું જોઈએ.

૮. તે ઘટનાઓનો જ ઉલ્લેખ કરવો જોઈએ કે જે કથાના વિકાસમાં સહાયક હોય. બાકીની છોડી દેવી જોઈએ.

૯. વર્ણનાત્મક નિબંધોમાં જે બનાવ પહેલાં બન્યો હોય તેનું વર્ણન પહેલાં કરવું જોઈએ અને પાછળથી બન્યો હોય તેનં વર્ણન બાદમાં કરવું જોઈએ.

૧૦ સંયુક્ત અને મિશ્રિત વાક્યના અંતમાં જો અસલ વાક્ય મૂકવામાં આવ્યું હોય તો તે ભૂલ કહેવાય.

૧૧. જ્યારે એક કાર્ય પાછળ બીજું કાર્ય થતું હોય ત્યારે આવું વર્ણન કરતી વેળા સરળ અને નાનાં વાક્યો વાપરવાં જોઈએ.

૧૨. જ્યારે આપણે ગંભીર ભાવો પ્રગટ કરવા હોય ત્યારે મિશ્ર અને સંયુક્ત વાક્યોનો ઉપયોગ કરવો જોઈએ.

આ રીતે નિબંધ લખતાં ધ્યાનમાં રાખવાના ઘણા નિયમો છે, તે અનુસાર નિબંધ લખીએ તો સારો લખી શકાય. વિરામ ચિન્હો પર પણ પાઠ આપી શકાય છે. પણ વિદ્યાર્થીઓને આ ચિન્હોનો યોગ્ય રીતે ઉપયોગ શીખવવા માટે વિરામચિન્હો વાળું લખાણ લખવાની ટેવ પાડવી જોઈએ.

૧૩. વિદ્યાર્થીઓની કલ્પનાશક્તિ તપાસવા માટે એક જ નિબંધ કેટલાયે દૃષ્ટિકોણથી લખી શકાય છે. દા. ત. દ્રૌપદીના વસ્ત્રહરણની કથા ત્રણ પ્રકારે લખાવી શકાય. પાંડવો, કૌરવો, અને પ્રેક્ષકો સૌ જુદી જુદી રીતે તેને આલેખે. કાલ્પનિક નિબંધો આપવાથી વિદ્યાર્થીઓની બુદ્ધિ વધે છે. પાઠ્યપુસ્તમાં જે કંઈ વાંચ્યું હોય તેના ઉપર રચના શીખવવાથી લાભ વધારે થાય છે.

## ૧૪. આધુનિક વિષયોના શિક્ષણની આવશ્યકતા :

આધુનિક પાઠ્યપુસ્તકોમાં ઘણી વાર કેટલાયે દોષો જોવામાં આવે છે. આ પાઠ્યપુસ્તકોમાં પ્રાચીન વાર્તાઓનો ઉલ્લેખ વધારે હોય છે. પણ આધુનિક વિષયની ચર્ચા ઓછી હોય છે. વિદ્યાર્થીઓ માનવસ્વભાવ અને તેના આદર્શો સમજે તથા તે પ્રત્યે સહાનુભૂતિ રાખવાનું શીખે તેટલા માટે સાહિત્ય, ઈતિહાસ વગેરે વિષયો શીખવવામાં આવે છે. જે બીજાઓનાં હૃદય સમજી શકે તથા તેમના આદર્શોને

માન આપી શકે તે જ માણસ સાચુ સુખ માણી શકે આપણા દેશમા રામાયણ મહાભારત વગેરે ગ્રથોમા માણસના સ્વભાવ અને આપણા આદર્શોનુ સાચુ ચિત્ર આપેલુ છે. હરિશ્ચદ્રે સ્વપ્નમા દાન કર્યું અને તેનુ પાલન કરવા માટે ઘણુ દુ ખ વેઠ્યુ પણ આજે આ આદર્શોના કારણે કોઈ સ્વપ્નમા પોતાની મીલ્કત લુટાવી દે તો બીજે દિવસે તેને ગાડાની ઈસ્પીતાલમા બેસવુ પડે રાજા દિલિપ રાજપાટ છોડીને નદીનીની સેવામા ભટકતા રહ્યા તથા તેની રક્ષા માટે પોતાના પ્રાણ આપવા તૈયાર થયા પણ આજના સમયમા કોઈ રાજા આવુ કરતા ગાંડ ન હોય રાજા યુધિષ્ઠીરે જુગાર રમવાનો ઈન્કાર ન કરતા રાજ્ય અને સ્ત્રી ગુમાવ્યા આ રીતે આજે કોઈ આટલુ બધુ નુકશાન સહન કરે નહિ વળી આજે તો જુગાર એક દુષણ ગણાય છે કેટલાક લોકો વર્તમાન સમય ન જોતા કેવળ ભૂતકાળના સ્વપ્નાં જુએ છે, તે બરાબર નથી આજના સમયમા વિજળી, વાયુયાન, દેશવિદેશની યાત્રા, દુર્બીન, સ્વરાજ સમાજ્મેના પુસ્તકાલય, સીનેમા વગેરે જુદા જુદા વિષયોનુ જ્ઞાન આપવુ જોઈએ

## ૧૫ ચિત્રકળાનો ઉપયોગ

હાઈસ્કૂલોમા કેટલાક એવા વિદ્યાર્થી હોય છે જે ચિત્રકલામા રસ ધરાવે છે સાહિત્યમા કેટલીકવાર પ્રકૃતિવર્ણનો આવે છે ગૌરીશકરનુ દશ્ય મનમોહનો સૂર્યાસ્ત, કાશ્મીરમા વસત, ચાદનીમાં તાજમહાલ વગેરે દશ્યો શિક્ષકોએ બતાવવા જોઈએ તથા આવા ચિત્રો બનાવવા માટે ચિત્રકળામા રસ ધરાવતા વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપવુ જોઈએ આ ચિત્રો ઓરડામા લગાડવા જોઈએ તથા તે ચિત્રોની મદદથી પાઠ શીખવવો જોઈએ

## પ્રકરણ ૧૪ મું

# ઐતિહાસિક પાઠ શીખવવાની પદ્ધતિ

### મહારાણી ઈલીઝાબેથ

ઇગ્લેન્ડની રાણી ઈલીઝાબેથ આઠમા હેન્રીની પુત્રી હતી. તેનો જન્મ સને ૧૫૩૩ ઈ.સ.માં ગ્રીનીચ શહેરમાં થયો હતો. પોતાની બહેનના રાજ્યાધીકારમાં તેને કિલ્લામાં કેદમાં રાખવામાં આવી હતી. અને સન ૧૫૫૮ માં તેની બહેનના મૃત્યુ બાદ તે ગાદી પર બેઠી. સ્પેનનો બાદશાહ ફીલીપ આ રાણી સાથે વિવાહ કરવા ઇચ્છતો હતો પણ ઈલીઝાબેથે તેનો સ્વીકાર ન કર્યો. સ્કોટલેન્ડની પ્રખ્યાત રાણી મેરી બળવાખોરોના ડરથી પોતાની પ્રજા અને દેશને છોડી દુર્ભાગ્યવશ તેની શરણમાં આવી. પણ રાણીએ તેને કેદ કરી લીધી. ૧૮ વર્ષ કેદમાં રાખ્યા પછી સને ૧૫૮૭ માં ઈલીઝાબેથે મેરીનો શિરચ્છેદ કરવાનો હુકમ કર્યો. તેણે આ ખૂબ જ ખોટું કાર્ય કર્યું. સન ૧૫૮૮ માં સ્પેનના બાદશાહ ફીલીપે હોલેંડ પર પોતાનો પ્રખ્યાત અજેય નૌકા-કાફલો ( Uunvincible armenda ) મોકલ્યો. તેમાં ૧૩૦ જહાજ, સેંકડો તોપો, કેટલોક દારૂગોળો અને લગભગ ૨૭૦૦૦ સિપાઈ અને નાવિકો હતા આ નૌકાકાફલા સાથે લડવા માટે ઇંગ્લેન્ડની રાણીએ ફક્ત ૮૧

જહાજ અને ૧૮૦૦૦ સિપાઈ એ ભેગા કર્યા તે પોતાના સિપાઈઓમાં જઈને તેમને લડવાનું ઉત્તેજન આપતી હતી. ઈશ્વરકૃપાથી અંગ્રેજો માટે પવનની દિશા અનુકૂળ થઈ ગઈ. અને સ્પેનવાળા કિનારા સુધી પણ ન પહોંચી શક્યા. અંગ્રેજોનાં શૌર્ય, ચતુરાઈ અને પવનની પ્રતિકૂળતાના કારણે સ્પેનને ઘણું નુકશાન થયું અને તેઓ હાર્યા. ઈંગ્લેન્ડના ઇતિહાસમાં આ લડાઈ ઘણી પ્રસિદ્ધ છે.

**પાઠનું નામ :** મહારાણી ઈલીઝાબેથ **વર્ગ :** ૫ મો

**સમય :** ૪૦ મિનિટ : બાળકોની અવસ્થા : ૧૨ થી ૧૪ વર્ષ

**આવશ્યક સામાન :** કાળું પાટીયુ, ચાક, ડસ્ટર, યુરોપ અને પૃથ્વીનો નકશો.

**ઉદ્દેશ :** પાઠનો ભાવાર્થ સમજાવવો અને ઈલીઝાબેથ અતિ પ્રસિદ્ધ રાણી હતી તે બતાવવાનો છે.

**શીખવવાની શરૂઆત**

ધર્મની આગેવાન બનાવી. આ લોકો તેની મોટી બ્હેનના સમયનો બદલો લેવા માગતા હતા. પણ ઈલીઝાબેથે બન્યું ત્યાં સુધી કોઈ પણ ધર્મની પોતાની પૂજા પ્રત્યે અત્યાચાર કર્યો નહિ. યુરોપભરનો પુરાતન ધર્મીઓનો આગેવાન સ્પેનનો બાદશાહ હતો. પ્રોટેસ્ટંટ લોકોનું જોર ઈંગ્લેન્ડમાં વધારે હતું. સ્પેનનો બાદશાહ ઈલીઝાબેથ સાથે લગ્ન કરીને ત્યાંનો બાદશાહ બનવા ચાહતો હતો. ઇંગ્લેન્ડમાં પણ રોમન કેથોલિકો ઘણા હતા. તે પડોશના સ્કોટલેન્ડ દેશની રાણી મેરીને ઇંગ્લેડની પણ રાણી બનાવવા ઇચ્છતા હતા અને આ માટે તેઓ ખટપટ કરતા હતા. આવા પ્રકારના ઝગડાઓ તે વખતે ચાલતા હતા.

## ભાવાર્થ : આઠમો હેન્રી

હેન્રી નામના આઠ રાજા થયા. આ નામના સાત રાજા પહેલાં થઈ ચૂક્યા હતા. આઠમા હેન્રી બાદ એલીઝાબેથની મોટી બહેન પહેલાં ગાદી પર બેઠી.

સન ૧૫૩૩ માં લગભગ ૪૦૦ વર્ષ થયાં. ગ્રીનીચ શહેર-રાજધાની લંડનથી ૬ માઇલ

**નકશો બતાવવો :**

**પાટીયા પર આમ લખો :**

૧. હેન્રી આઠમો.

૨. મોટી બહેન.

૩. નાની બ્હેન ઈલીઝાબેથ.

પ્રશ્ન : અકબર ગાદી પર ક્યારે બેઠો ?

પ્રશ્ન : ભૂગોળની ચોપડી ઉઘાડો. ગ્રીનીચ શહેર શા માટે પ્રસિદ્ધ છે ?

પ્રશ્ન દ્વારા

| ૧૦ | વિષય | પદ્ધતિ |
|---|---|---|
| | એકઠું થયું ન હતું. | પોતે બતાવવું. |
| ૨. | અજેય નૌકાસૈન્યનું યુદ્ધ ઇંગ્લેન્ડના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. આમાં જીત મેળવવાથી અંગ્રેજોની કીર્તિ ખૂબ વધી. ત્યારથી આજ સુધી તે લોકો આગળ જ વધતા ગયા. આ લડાઈ પહેલાં યુરોપમાં સ્પેનનું રાજ્ય સૌથી વિશેષ શક્તિશાળી સમજવામાં આવતું હતું. | |
| | સ્પેનની ફોજ : ૧૩૦ જહાજ, ૨૭૦૦૦ સિપાઈ અને નાવિકો. | |
| | ઇંગ્લેન્ડની ફોજ : ૮૧ જહાજ, ૧૮૦૦૦ સિપાઈ | |
| | [illegible] અને સિપાઈ હોશ, [illegible] આમાં [illegible] ઓછા- | તુલના કરીને બતાવવું. |

| | |
|---|---|
| જ્યારે નૌકાદળનાં જહાજ આવી રીતે બેકાબૂ બની વહી જતાં હતાં ત્યારે અંગ્રેજી જહાજી સૈનિકો જૂનાં નાનાં અને રદ્દી જહાજોમાં આગ લગાવી સ્પેનનાં જહાજો પાછળ છોડી મૂકતા હતા. આવાં જહાજો હલકાં હોવાથી આર્મેડાને પહોંચી તેની સાથે અથડાતાં અને તેને પણ આગ લગાડી દેતાં હતાં. આ નૌકાદળનાં જહાજ ભારે હતાં અને તેથી જલદી ફરી શકતાં ન હતાં. | |
| **પુનરાવર્તન:** | |
| મુખ્ય મુખ્ય વાતો ફરીથી દોરાવવી. | પ્રશ્નો દ્વારા. |
| ૧. ઈલીઝાબેથનો જન્મ ૧૫૩૩ સને. | |
| ૨. બહેનના રાજ્યમાં કેદ થવું. | બધાં સંકેત પાટીયા પર લખવા. |
| ૩. ૧૫૮૮ માં ગાદીએ બેસવું. | |

# પ્રકરણ ૧૫

## કવિતાનો પાઠ શીખવવો

વર્ગ : ત્રીજો                 પાઠ : કવિતા

સમય : ૩૦ મિનિટ               વિષય · હિન્દી.

આવશ્યક સામાન · કાળું પાટીયું, ચાક, ડસ્ટર વગેરે.

### कविता (उपदेश)

जो तकों कांटा बवै, ताहि बोउ तू फूल ॥
तोहि फूलका फूल है; वाको है तिरसूल ॥
बहुत निबल मिल बल करैं, जो चाहे सो होय ।
तिनकनकी रसरी करी, करी निबधन होय ॥
फूट उपजे जौ न कुल, सो कुल बेग नसाय ॥
जुग बांसनकी रगडतें, सिगरो वन जर जाय ॥

तोहि–तुसको

सोय–सो, वह

करी–हाथी

जुग–दो

सिगरो–सब

तिनकन–तिनकोंसे

रसरी–रस्सी

निधपन–घाघनेका काम

(ख) अेक अेक कविताका पढ़ना

(क) भावार्थ

कविता नं. १

गाड़ो है तिरशूल। क्यों? जब
बुराअीके बदले भलाअी मिलेगी,
तो सबको सुख होगा; क्योंकि

भवानी बतलाया :

काले तख्ते पर। पाठक नमुना दे फिर अेक–दो
बालकोंसे पढावे।
त्रिशूल क्या करता है?
घाव करता है।
फूलके बोनेसे अुसको क्या होना चाहिअे?
अुत्तर-आनन्द।

જ્યારે મન આ રીતે ચંચળ બને છે ત્યારે ત્યારે મનમાં એવાં વમળો ઉત્પન્ન થાય છે જે મનને આપેલ વચન પર દઢ થવા પ્રેરે છે. આ જ ઉપદેશ ગદ્યમાં આપવામાં આવે તો તેની અસર કવિતા જેટલી સચોટ નહીં થાય. તદુપરાંત કવિતાથી વાર્તાલાપમાં વાપરવા માટે યોગ્ય શબ્દોનો સંગ્રહ મળી આવે છે. કવિતામાં જે બાબતની ચર્ચા આવી હોય તે પ્રશ્ન પર અનુકૂળ સમયે વિચારો વ્યકત કરી શકાય છે. કવિતા સરળતાથી યાદ કરી શકાય છે જ્યારે ગદ્ય જલદી યાદ કરી શકાતો નથી. આ રીતે કવિતા શીખવાથી સ્મરણસામગ્રી વધે છે. કવિતા સાંભળવાથી બાળકોમાં ધૈર્ય અને સાહસ વધે છે, તેમનું વાચન સુધરે છે તથા તેમના ગળાના અવયવો અને ફેફસાં કેળવાય છે. જેટલી કવિતા શીખવવામાં આવે તેનો થોડોક ભાગ મોઢે યાદ કરવા અવશ્ય આપવો જોઈએ. ખાસ કરીને જે કવિતાઓમાં શબ્દ અને અર્થની દૃષ્ટિએ મધુર હોય તેવી કવિતા મોઢે કરવા આપવી જોઈએ.

## કેવી જાતની કવિતાઓ શીખવવી?

કવિતા શીખવવાથી જે લાભ મળવા જોઈએ તે પૂરતા પ્રમાણમાં મળતા નથી, તે શિક્ષણપદ્ધતિનો દોષ છે. કવિતાની ભાષા બોલચાલની ભાષાથી જુદી હોય છે. આથી પ્રાથમિક શાળાઓના અને માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓને પણ તે સમજવામાં મુશ્કેલી પડે છે. જેમનો કવિતા માટે અનુરાગ હોય તેવા વિદ્યાર્થીઓની સંખ્યા જૂજ છે. દુનિયાની સઘળી ભાષાઓમાં કવિતાની ભાષા ગદ્યની ભાષા કરતાં થોડી-ઘણી ભિન્ન હોય છે. તેનું કારણ એ પણ છે કે ચારસો વરસ પહેલાં જે કવિઓએ ભાષા લખી તે ભાષા અને આજની ભાષામાં મોટું અંતર પડી ગયું છે. બીજું કારણ એ પણ છે કે મોટેરાઓ માટે લખાયેલી કવિતા બાળકોને અનુકૂળ હોતી નથી. મોટાઓને શૃંગાર, ભક્તિ અને ગૂઢ વિષયોની કવિતા સારી લાગે છે અને બાળકોને કથા

જ્યારે મન આ રીતે ચંચળ બને છે ત્યારે ત્યારે મનમાં એવાં વમળો ઉત્પન્ન થાય છે જે મનને આપેલ વચન પર દૃઢ થવા પ્રેરે છે. આ જ ઉપદેશ ગદ્યમાં આપવામાં આવે તો તેની અસર કવિતા જેટલી સચોટ નહીં થાય. તદુપરાંત કવિતાથી વાર્તાલાપમાં વાપરવા માટે યોગ્ય શબ્દોનો સંગ્રહ મળી આવે છે. કવિતામાં જે બાબતની ચર્ચા આવી હોય તે પ્રશ્ન પર અનુકૂળ સમયે વિચારો વ્યક્ત કરી શકાય છે. કવિતા સહેલાઈથી યાદ કરી શકાય છે જ્યારે ગદ્ય જલદી યાદ કરી શકાતો નથી આ રીતે કવિતા શીખવાથી સ્મરણસામગ્રી વધે છે. કવિતા સાંભળવાથી બાળકોમાં ધૈર્ય અને સાહસ વધે છે, તેમનું વાચન સુધરે છે તથા તેમના ગળાના અવયવો અને ફેફસાં કેળવાય છે. જેટલી કવિતા શીખવવામાં આવે તેનો થોડોક ભાગ મોઢે યાદ કરવા અવશ્ય આપવો જોઈએ ખાસ કરીને જે કવિતાઓમાં શબ્દ અને અર્થની દૃષ્ટિએ મધુર હોય તેવી કવિતા મોઢે કરવા આપવી જોઈએ.

## કેવી જાતની કવિતાઓ શીખવવી ?

પ્રસંગો, પ્રાકૃતિક દૃશ્યો અને રસપૂર્ણ કવિતાઓ સારી લાગે છે. કવિતાઓમાં નીતિનું શિક્ષણ હોવું જોઈએ પણ તે વધારે પ્રમાણમાં હોવાથી બાળકોને અણગમો ઉત્પન્ન થાય છે. આજની કવિતાઓમાં કેટલીક કવિતાઓ એટલી બધી ક્લિષ્ટ હોય છે કે એક કલાકમાં બેત્રણ લીટીઓ માંડ શીખવી શકાય. તે કવિતાઓમાં ઉર્દુ, અગર સંસ્કૃત શબ્દોની વિપુલતા હોય છે. પછી કવિતાથી પ્રેમ કેવી રીતે ઉત્પન્ન થાય? બાળકોને માતૃભાષાની કવિતા શીખવામાં જેવો આનંદ આવે છે તેવો આનંદ બીજી ભાષાની કવિતા શીખવવામાં આવતો નથી. બાળકોને જે કવિતા શીખવવામાં આવે તેની ભાષા સરળ હોવી જોઈએ. આ સાથે બાળકોની કવિતા સંગીતમય, અને ગેય હોવી જોઈએ, જેથી બાળકો મોઢે કરી શકે. ચોપાઈ, સવૈયા, રોલા, કુંડલીયો વગેરે છંદોમાં બાળકોને વિશેષ આનંદ આવે છે. હમણાં હમણાં બાળ-સાહિત્યમાં કવિતાનો વધારો થઈ રહ્યો છે. શિક્ષકોએ આવા સાહિત્ય તરફ દૃષ્ટિ રાખવી જોઈએ તથા બાળકોને તે શીખવવી જોઈએ.

## કવિતા વંચાવવાની ઢબ

ઉપર જણાવ્યા મુજબના નિયમો જ્યારે શિક્ષકોને પોતાની પસંદગી અનુસાર કવિતાઓ શીખવવાની છૂટ હોય અથવા પાઠ્ય-પુસ્તક સિવાય બીજી કવિતાનો શીખવવાનો સમય મળે ત્યારેજ ઉપયોગી થઈ શકે. ગદ્ય પાઠોમાં બોધપૂર્વક પાઠો વંચાવવા અંગે વિશેષ ધ્યાન આપવામાં આવ્યું હતું પણ ગદ્ય પાઠોમાં બોધપૂર્વક રાગ સાથે વંચાવવાનું ધ્યાન રાખવું જોઈએ. કારણ કે આ રીતે વંચાવવાથી અર્થ સમજવામાં મદદ મળે છે અને બીજું બાળકો કવિતા શીખવા પ્રેરાય છે. રાગ વિના કવિતા વાંચવાથી બાળકોને તેમાં રસ પડતો નથી. કેટલીક વાર તો શિક્ષકો એવી રીતે કવિતા વાંચે છે કે તેમને પોતાને જ રસ પડતો નથી તો વિદ્યાર્થીને શી રીતે પડે? અથવા વિદ્યાર્થી નિરસ

રીતે વાંચે તો બીજા વિદ્યાર્થીઓને તથા શિક્ષકને રસ ન પડે, આમ ન થવું જોઈએ.

**અન્વય :**

કવિતાઓ અન્વય બતાવવાની પદ્ધતિ પ્રચલિત છે. જો કવિતા સરળ ભાષામાં હોય તો તે બતાવવાની કંઈ આવશ્યકતા નથી, કારણ કે આથી નકામો વખત બગડે છે. જો કવિતા સરળ ભાષામાં ન હોય તો બાળકોને પહેલાં અન્વય બતાવવો જોઈએ જેથી અર્થ સમજવામાં મદદ મળે, પણ તે લખાવવાથી કંઈ લાભ નથી. કારણ કે બાળક જો અર્થ સમજી લેશે તો અન્વય પોતે ગોઠવી લેશે, અને જો નહિ સમજે તો અર્થ ન સમજતાં કેવળ તેને ગોખી નાખશે. હા, બાળકો અર્થ સમજ્યા છે કે નહિ તે તપાસવા બાળકોને અન્વય કહી શકે છે.

**શબ્દાર્થ :**

કવિતાના શબ્દાર્થ બતાવવાનો નિયમ ગદ્ય પાઠ મુજબ જ છે, પણ કવિતામાં એક વિશેષતા એ છે કે કેટલાક શબ્દોમાં વિકૃત રૂપોનો ઉપયોગ થાય છે. આવા શબ્દોનાં પ્રચલિત રૂપ કાળા પાટીયા પર લખવાં જોઈએ. બાળકોની ઉમર ઓછી હોય તો કયું રૂપ કયા પ્રદેશમાં વપરાય છે તે બતાવવાની જરૂર નથી.

**ભાવાર્થ**

કવિતાનો ભાવાર્થ શીખવવાના નિયમો પણ પદ્યના જેવા જ છે. પણ કવિતામાં એક એક કડી લેવી જોઈએ અને એક કડીમાં પૂરો ભાવ ન હોય તો બીજી કડી લેવી જોઈએ. આવી રીતે ભાવ સમજાવીને આગળ વધવું જોઈએ. કારણ કે કવિતાઓમાં કઠીનતા વધારે હોય છે જે ગદ્યમાં હોતી નથી. કેટલીક કવિતાઓમાં ભાવ તો પૂર્ણ થાય છે પણ તેની લીટીઓનો સબંધ પૂરો થતો નથી, જેવી

રીતે 'રામચરિત માનસમાં' રામ સાડા નવસો ચોપાઈઓમાં પોતાની વાત પૂરી કરે છે. આ બધાનો ભાવાર્થ એક સાથે વંચાવવામાં આવે તો અઘરૂં લાગશે. ઉપર જણાવ્યા મુજબ ભાવાર્થ ભાષા શિક્ષણનું અંગ છે. કવિનાની વિચાર ધારાને વિદ્યાર્થીઓ સમજ્યા છે કે નહિં આ વાતની તપાસ શિક્ષકે હમેશાં રાખવી જોઈએ. જો ભાવાર્થ અઘરો હોય અને અઘરા શબ્દો પણ ઘણા હોય તો શિક્ષકે વાર્તાલાપ દ્વારા પ્રથમ અર્થ સમજાવીને પછી જ કવિતા શીખવવી જોઈએ ક્યાંક ક્યાંક અલંકારો આવવાથી અર્થ સમજવામાં મુશ્કેલી પડે છે. આવે પ્રસંગે સાર પૂછવાથી અથવા બતાવવાથી ઘણી મદદ મળે છે.

-સારાંશ :

અર્થ-સમજાવતી વેળા બાળકોને વિચાર કરવાનો સમય આપવો જોઈએ. કારણ કે એક જ શબ્દના ઘણા અર્થો થાય છે. શિક્ષકે અર્થ -સમજાવતી વેળા વિદ્યાર્થીઓના અનુભવનો પૂરો ઉપયોગ કરવો જોઈએ.

પ્રશ્ન : જો કોઈને ત્યાં કોઈ મરી ગયું હોય તો ઘરનાં માણસોની શી દશા થશે?

ઉત્તર : તેઓ દુઃખી થઈ જશે.

પ્રશ્ન : જો કોઈ બાળકનો જન્મ થયો હોય તો શું થશે?

ઉત્તર : તો તેઓ ખુશ થશે.

પ્રશ્ન : જ્યારે તમે કથા સાંભળો છો ત્યારે તમારા મનમાં કેવા ભાવ ઉત્પન્ન થાય છે?

ઉત્તર : ઈશ્વર ભક્તિના.

પ્રશ્ન : જ્યારે લડાઈ ઝઘડા થાય છે ત્યારે કેવા ભાવ ઉત્પન્ન થાય?

ઉત્તર : ત્યારે ક્રોધ આવે.

પ્રશ્ન : આ વિકારો ક્યાંથી ઉત્પન્ન થાય છે ?

ઉત્તર : મનમાંથી.

શિક્ષક કહે કે આ બધા વિકારોને રસ કહેવામાં આવે છે. આવી રીતે રસ નવ પ્રકારના હોય છે. શ્રૃંગાર, કરૂણ, અદ્ભુત, ભયાનક, શાંત, બિભત્સ, રૌદ્ર, હાસ્ય અને વીર. આ બધા ભાવ મનમાં ઉત્પન્ન થાય છે. આવી રીતે અનુભવનો ઉપયોગ કરી અર્થ બતાવવાથી ઘણો લાભ થાય છે. તેથી શિક્ષકોએ વાત ખ્યાલમાં રાખવી.

### અંતર્કથાઓ

કવિતામાં જ્યાં જ્યાં બીજી અંતર્કથાઓ આવે તે કથાઓ શિક્ષકે વિદ્યાર્થીઓને શીખવવી જોઈએ. આ કથાઓથી કવિતાનો અર્થ સમજવામાં ઘણી મદદ મળે છે. પણ આવી કવિતાઓ અર્થ બતાવતાં અગાઉ બતાવી દેવી જોઈએ.

### કંઠસ્થ કવિતાઓ.

સારી કવિતાઓ શોધીને અર્થ સમજાવી મોઢે કરવા આપવી જોઈએ. એક દિવસમાં બેચાર લીટીઓ કરતાં વધારે કવિતા ન આપવી જોઈએ. જો કવિતા સારી રીતે ભણાવવામાં આવી હોય તો તે કવિતા બાળકોને મોઢે કરાવ્યા સિવાય મોઢે થઈ જશે. કવિતા સાંભળતી વખતે ઝીણવટથી તપાસી રાગમાં જ બોલાવવી જોઈએ. નાની નાની ભૂલો પર વિચાર કરવો જોઈએ. એકબે ભૂલો હોય તો પણ ગાનારને નાપાસ કરવો જોઈએ. કવિતા અધુરી યાદ કરવા કરતાં યાદ ન કરવી સારી છે, કારણ કે માત્રાઓ આડીઅવળી થઈ જવાથી આખી કવિતા બગડી જાય છે. કેટલીકવાર તપાસ કરવા માટે કવિતા યાદ કરી લખવા આપવી જોઈએ.

# પ્રકરણ ૧૭

# જોડાક્ષરોનું શિક્ષણ

**આવશ્યકતા :**

જોડાક્ષરોનું શિક્ષણ ભાષાશિક્ષણનું એક અગત્યનું અંગ છે. કારણકે કોઈ પણ લખાણની કિંમત સાહિત્યની દૃષ્ટિએ તેની જોડણીથી પણ અંકાય છે. તેમાં વધારે ભૂલો હોય તો લખાણના બીજા ગુણો ઢંકાઈ જાય છે. દુનિયાની ભાષાઓમાં દેવનાગરી લિપિ નિયમબદ્ધ અને વૈજ્ઞાનિક છે. બીજી લિપિઓ શીખવવામાં ઘણી કઠીનાઈ પડે છે. દેવનાગરી લિપિ શીખવવામાં સરળ છે. ગુજરાતી લિપિ અને દેવનાગરી લિપિ વચ્ચે બહુ જુજ તફાવત છે. માથું બાંધવાની વાત છોડી દઈએ તો ચાર છ અક્ષરો જ સહેજ જુદી રીતે લખાય છે. બાકીના તો દેવનાગરી લિપિના જ અક્ષરો છે. શિક્ષક વિદ્યાર્થીઓને સારી રીતે શીખવે તો બહુ જ ઓછા પરિશ્રમથી ટૂંકી મુદતમાં તે જોડાક્ષરો શીખવી શકે.

**માનસિક પ્રકૃતિ :**

જોડાક્ષરો શીખવતાં પહેલાં બાળકોની માનસિક પ્રકૃતિ તરફ પણ થોડું ધ્યાન આપવું જોઈએ. શિક્ષકોનો એ અનુભવ છે કે જે વાત

બાળકો આંખોથી જોઈ લે છે તે વાત વધારે સ્પષ્ટતાથી અને લાંબા વખત સુધી બાળકને યાદ રહે છે. કાનેથી સાંભળેલી વાત તે લાંબા વખત સુધી યાદ રાખી શકતો નથી. પાંચ ઇન્દ્રિયો દ્વારા મનને જ્ઞાન થાય છે. આંખ, કાન, મોં, ચામડી, અને નાક. 'આથી તેમને જ્ઞાનેન્દ્રિયો કહેવામાં આવે છે, એક જ બાબતનું જ્ઞાન એકથી વધારે ઇંદ્રિયો દ્વારા મળી શકે છે. આપણે પરોપકારની જ જોડણી શીખવીએ છે, તો આંખો દ્વારા મન તેના રૂપનું ચિત્ર ખેંચી લે છે. જીભથી તેનું ઉચ્ચારણ થાય છે અને કાનથી તેના ઉચ્ચારોનું જ્ઞાન થાય છે. લખતી વેળા હાથની આંગળીઓથી તે શબ્દોનું જ્ઞાન થાય છે. આ ઇંદ્રિયો દ્વારા જે જ્ઞાન પ્રાપ્ત થાય તેમાં સૌથી પાકું જ્ઞાન આંખો દ્વારા થાય છે. આથી આંખોને ઇંદ્રિયોની રાણી કહે છે. લેખ વાંચતાં કેટલાક શબ્દો અટપટા હોવાનો શિક્ષકોને અનુભવ હશે. તેથી તે તુરત જ જાણી જાય છે કે તેમાં કંઈ ભૂલ છે. પણ તે એકદમ કઈ ભૂલ થઈ છે તે દર્શાવી શકતા નથી. તે શોધવા માટે વિચાર કરવાની જરૂર હોય છે. આ રીતે કોઈ સુશોભિત ખંડમાંથી કોઈ વસ્તુ ખસેડી લેવામાં આવે અને ત્યાં દરરોજ આવતો માણસ પ્રવેશ કરે ત્યારે તેમાં કંઈ કમી થયાનું તેને જણાશે. કેટલાક એવા હોય છે જેઓ શું કમી થઈ તે બતાવી શકતા નથી. આનું કારણ એ છે કે આંખોથી દરેક દૃશ્યનું ચિત્ર મન પર અંકિત થઈ જાય છે અને જ્યાં સુધી તે પ્રકારનું કોઈ બીજું ચિત્ર આંખો આગળ ન મૂકવામાં આવે ત્યાં સુધી આંખોને ખટક્યા કરે છે.

## શિક્ષણપદ્ધતિના નિયમો :

જૂના અને અનુભવી શિક્ષકોને શબ્દોની જોડણી તપાસતી વખતે શબ્દોના બધા અક્ષરો જોવાની જરૂર પડતી નથી. આખા શબ્દનું ચિત્ર પર નજર નાખતાં જ તેને સમજાય છે કે તેમાં કંઈ ભૂલ છે યા નથી.

આ રીતે કોઈ પણ શબ્દની જોડણી બતાવતી વેળા શબ્દની શુદ્ધતા બાબતમાં શંકા ઊભી થાય છે ત્યારે તે પોતે લખીને જુએ છે કે કયા પ્રકારની જોડણી શુદ્ધ છે. જો આ લખેલું ચિત્ર માનસિક ચિત્રથી ન મળે તો તે જોડણીને ખોટી સમજી લે છે.

## (ક) આંખોથી શીખવવું.

જોડણી બને ત્યાં સુધી આંખોથી જ શીખવવી જોઈએ, કારણ કે આંખોની પરખ બરાબર હોય છે. આ માટે કોઈ પણ વિષય ભણાવતી વેળા જો કોઈ અઘરા અવનવા શબ્દનો ઉપયોગ કરવો પડે તો તે કાળા પાટીયા પર મોટા અને સ્પષ્ટ અક્ષરે લખીને બાળકોને સમજાવવા જોઈએ અને શબ્દોનું શુદ્ધ ચિત્ર ચિત્તમાં બેસવા દેવું જોઈએ.

## (ખ) કઈ ઈન્દ્રિયોનો ઉપયોગ કરવો જોઈએ ?

આંખો દ્વારા જોડણી શીખવવામાં ઘણા લાભ છે. પણ એકલી આંખનો પૂરો વિશ્વાસ ન રાખી શકાય. કદાચિત આંખો દગો પણ દે. આથી બીજી ઈન્દ્રિયોની પણ મદદ લેવી જોઈએ. જ્ઞાન જેટલી ઈન્દ્રિયોને આપવામાં આવે તેટલું જ પાકું હોય છે. જોડણી શીખવતી વેળા શબ્દોનું ચિત્ર આંખો જુએ. જીભ તેનું ઉચ્ચારણ કરે. કાન તે ઉચ્ચારણ સાંભળે અને હાથ તેને લખે. આવી રીતે ચારપાંચ ઈન્દ્રિયો દ્વારા જ્ઞાન મળવાથી કોઈ પણ શબ્દની ભૂલ થવાનો સંભવ ઓછો રહે છે.

## (ગ) શુદ્ધ રૂપ જ લખવું

અશુદ્ધ રૂપ ધ્યાનમાં ન રાખતાં શુદ્ધ રૂપ વારંવાર લખવું. ઉપર લખેલ નિયમોથી એક બીજો નિયમ નીકળે છે, કે કોઈ પણ શબ્દનું

અશુદ્ધ રૂપ આખો સમય જેટલું ઓછું આવે તેટલું સારૂં, કારણ કે અશુદ્ધ રૂપ સામે આવવાથી વિદ્યાર્થીઓ અશુદ્ધ અક્ષરો લખશે અને આવા અશુદ્ધ અક્ષરોથી મોટી ભૂલો થવા સંભવ છે આ માટે જ્યારે બાળકોએ ખોટા જોડાક્ષરો લખ્યા હોય ત્યારે તેમની ભૂલ સમજાવવા પાટીયા પર ખોટા જોડાક્ષરો ન લખવા જોઈએ અને પાટીયા પર જ્યારે લખવાનું કામ પડે ત્યારે શુદ્ધ અક્ષરો જ લખવા જોઈએ, કારણકે એક વખત ભૂલ થઈ તે ટેવ જતા બહુ વાર લાગે છે

## (ઘ) જોડણી પર ધ્યાન આપવું

જોડણી બધા વિષયો માટે આવશ્યક છે તેથી જોડણીનું શિક્ષણ ફક્ત ભાષાના જ વિષયમા નહિ પરતુ બધા વિષયોમા આપવું જોઈએ ઘણીવાર એવું જોવામા આવે છે કે પાઠ્યપુસ્તકોના શબ્દોની જોડણી તો બરાબર લખેલી હોય છે પરતુ વિદ્યાર્થીઓ ઇતિહાસ ભૂગોળ, વિજ્ઞાન, રેખાગણિત વગેરે વિષયોના શબ્દોની જોડણીમા ભૂલ કરે છે કારણ ફક્ત એટલું જ છે કે પાઠ્યપુસ્તકોના કઠિન શબ્દોની જોડણી પર ધ્યાન આપવામા આવે છે પરતુ બીજા શબ્દોની જોડણી પર ધ્યાન આપવામા આવતુ નથી આ વિષયોના સમયમા પણ વખતો વખત કઠિન શબ્દોની જોડણી પૂછવી જોઈએ અને તેની પરીક્ષા પણ લેવી જોઈએ માતા પાટીયાનો ઉપયોગ પણ ભાષાનું શિક્ષણ આપતી વેળા કરવામા આવે છે તેમ કરવો જોઈએ બાળક જે કંઈ લખે તે ગમે તે વિષય પર હોય પણ આપણે તેમની જોડણી પર ધ્યાન આપવું જોઈએ.

જોડણી શીખવવાની પ્રચલિત રીતો —

મોઢેથી જોડણી બનાવવી અને પૂછવી.

૨. જોઈને લખવું અથવા પાઠયપુસ્તકમાંથી થોડી લીટીઓ લખવા આપવી.

૩. શ્રુતલેખન લખાવવું.

૧. જો ઉપરના નિયમો અનુસાર જોડણી શીખવવામાં આવે તો મોઢેથી જોડણી પૂછવા કે બતાવવામાં કંઈ દોષ નથી ફક્ત એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે કાન મારફત મેળવેલું જ્ઞાન પાકું ન હોવાથી ઘણા દિવસ સુધી ટકી શકતુ નથી. તેથી આંખોની મદદ જરૂરથી લેવી જોઈએ.

૨. જોડણીનું જ્ઞાન આંખો અને હાથથી મળી શકે છે. આ પદ્ધતિમાં કંઈ દોષ નથી પરંતુ પાછળથી મોઢેથી જોડણી પૂછવાની ટેવ રાખવી જોઈએ. આ પદ્ધતિથી ઘણા લાભ છે. એક તો હોશિયારી પુર્વક શુદ્ધ લખાણ લખવાની ટેવ પડે છે, સાથે સાથે હસ્તાક્ષરો પણ સુધરે છે, જો લખવા માટે આપેલી કડીઓની ભાષા સારી હોય તો તેથી ભાષાના જ્ઞાનમાં પણ વધારો થાય છે. વિરામચિહ્નો વગેરે મૂકવાનું જ્ઞાન અનાયાસે પ્રાપ્ત થાય છે. તે માટે નિયમો બતાવવાની જરૂર રહેતી નથી. આનો સૌથી મોટો લાભ એ છે કે ભૂલો પકડાઈ જવાના ડરથી બાળકો ધ્યાનપૂર્વક લખવાનું શીખે છે.

૩. શ્રુતલેખન :

શ્રુતલેખન વધારે ન આપવું જોઈએ. ઓછામાં ઓછું પંદર મિનિટમાં લખી શકે તેટલું બહુ છે. જે કંઈ લખાવવામાં આવે તેની બરાબર તપાસ કરવી જોઈએ. નીચલા વર્ગોમાં આ શ્રુતલેખન પાટીમાં લખાવવું જોઈએ. અને ઉપલા વર્ગોમાં સહીથી નોટબુકમાં લખાવવું જોઈએ. કેટલાક શિક્ષકો તો શ્રુતલેખન લખાવવાનું કામ પરીક્ષા પૂરતું જ રાખે છે. પણ કાયમી લખવાનું રાખવું જોઈએ, કારણ કે તેથી ધ્યાન, સ્મરણશક્તિ અને વિચારશક્તિ સારી રીતે થાય છે. એક

શિક્ષકે એક વાક્ય જણાવ્યું કે અકબર બાદશાહ પોતાના મંત્રી બીરબલને લઈને ગાડી પર બેસીને હવા ખાવા જતા હતા. હવે આ વાક્યમાં જો બાળક ગાડીને બદલે વાડી અથવા દાઢી લખે તો તેની આખી ભૂલ ગણવી જોઈએ, કારણ કે તેણે આ વાત પર વિચાર કર્યો જ નથી. પણ જો ગાડીની જગાએ તે હાથી વાપરે તો માની લેવું જોઈએ કે તેણે બરાબર ભૂલ નથી કરી. તેણે વિચાર કરીને લખ્યું છે. પહેલા વર્ગમાં બેત્રણ લીટીઓ, બીજા વર્ગમાં ચારપાંચ, ત્રીજા વર્ગમાં છસાત અને ચોથા વર્ગમાં આઠનવ લીટીથી વધારે આપવું ઉચિત નથી.

## ભૂલો કેટલીયે જાતની થાય છે

શબ્દ અગર અક્ષર ભૂલી જવો, માત્રા, અનુસ્વાર યા બિન્દુની ભૂલ કરવી. વિરામચિહ્નોની ભૂલ, વગેરે. આમાં શબ્દ ભૂલી જવાની ભૂલ એવા પ્રકારની છે જેમાં ન્યાય કરવો કઠિન છે, કારણ કે શિક્ષકના બોલવાના દોષથી અથવા કંઈ અડચણથી બાળકને સંભળાય નહિ તો તેવી ભૂલોને ગણવી તે બરાબર નથી. અથવા બાળકને ઘણી ધીરે લખવાની આદત હોય અને તે જલદી ન લખી શકતો હોય, આવી રીતે જોડાક્ષરોની તપાસ કરવી જોઈએ અને છોડી દીધેલા શબ્દોની ભૂલો જૂદી ગણવી જોઈએ જો બાળક ધીરે લખવાના કારણે ચાર-પાંચ શબ્દો ભૂલી ગયો હોય તો એકબે ભૂલો ગણી લેવી જોઈએ અને દોષ ન નીકળતો હોય તો એક પણ ભૂલ ગણવી જોઈએ નહિ. અક્ષરોની ભૂલો આખી ગણવી જોઈએ. પણ નીચલા વર્ગોમાં માત્રાની ભૂલો અર્ધી ગણી શકાય છે. અનુસ્વાર, બિંદુ, વિરામ આદિની ભૂલો અડધી ગણવી જોઈએ. વિરામ આદિ ચિહ્નો બોલવાં જોઈએ. કારણ કે પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓ પોતાના મનથી વિરામચિહ્નો લગાડી શકતા નથી અને બોલ્યા બાદ પણ ન લખે તો તેની ભૂલ ગણવી જોઈએ.

## ઓરડા-ખરાની તપાસ

કેવી રીતે કરવી તેનો નિર્ણય વર્ગના વિદ્યાર્થીઓની સંખ્યા પર તથા શિક્ષકના કામ પરથી થઈ શકે છે. તપાસવાના મુખ્ય ચાર પ્રકાર છે.

૧. શિક્ષક બરાબર ભૂલો તપાસે. શિક્ષકના તપાસ્યા પર બાળકોને પૂરો વિશ્વાસ હોય છે અને કામ પણ સારી રીતે થાય છે. દરેક બાળકની લેખનપદ્ધતિના દોષ શિક્ષકના ધ્યાનમાં આવી જાય છે. કામ ક્યારે થઈ શકે જ્યારે શિક્ષક પાસે એક જ વર્ગ હોય અને તેમાં વિદ્યાર્થીઓ વધારે સંખ્યામાં ન હોય. વર્ગ મોટો હોય તો તપાસવાનું કામ નિયત સમયમાં શિક્ષક કરી શકે નહિ. અને પાછળથી કરવામાં કંઈ લાભ થતો નથી.

## વર્ગના મુખ્ય વિદ્યાર્થી પાસે તપાસ કરાવવી

આ પદ્ધતિથી શિક્ષકને ભૂલો તપાસવામાં ઘણી મદદ મળે છે અને જે વિદ્યાર્થીને આ કામ સોંપવામાં આવે છે તે ઘણો પ્રસન્ન થાય છે. તે આ કામ ઘણા શોખથી કરે છે. અને સમજે છે કે આનાથી તેના સન્માન અને પ્રભુતામાં વધારો થશે પણ આમાં પણ કેટલાક દોષો છે. એક તો ત્રીસ-ચાલીસ વિદ્યાર્થીઓની નોટો તપાસવી કોઈ પણ બાળક માટે સહેલું કાર્ય નથી. થાકી જવાથી પાછળની નોટો તપાસવામાં બેદરકારી આવે છે. કોઈ કોઈવાર આવા વર્ગના મુખ્ય વિદ્યાર્થીઓ પક્ષપાત પણ કરે છે. પોતાના મિત્રોની ભૂલો કાઢતા નથી અને બીજાની ભૂલો કાઢે છે. આથી બાળકોમાં અંદરોઅંદર દ્વેષ પેદા થાય છે. મુખ્ય વિદ્યાર્થી ગમે તેટલો હોશિયાર હોય છતાં શિક્ષક જેટલી ઝીણવટથી તપાસી શકશે નહિ. આ સિવાય એક મોટો દોષ એ છે કે મુખ્ય વિદ્યાર્થી અશુદ્ધ શબ્દો વધારે જુએ છે તેથી તે

તેની નજરમાં બેસી જાય છે અને શુદ્ધ શબ્દો ભૂલતો જાય છે, તેની જોડણી બગડતી જાય છે. આ રીતિનો ઉપયોગ અનિવાર્ય સંજોગોમાં જ કરી શકાય છે, પણ કાયમ નહિ. તપાસવાનું કામ એક જ વિદ્યાર્થીને ન આપતાં કેટલાક વિદ્યાર્થીઓને વહેંચી આપવુ જોઈએ.

### ૩. પરસ્પર તપાસ

આ રીત બધાથી ઉત્તમ છે. આનો ઉપયોગ વધારેમાં વધારે થવો જોઈએ. શ્રુતલેખન બોલ્યા બાદ બાળકોની નોટો અથવા પાટીઓ બદલી નાખવી જોઈએ. આ પદ્ધતિના લાભ એ છે કે દરેક બાળકને એક જ પાટી અથવા નોટ તપાસવા મળતાં તે તેને સારી રીતે તપાસી શકશે. તપાસવા માટે તેણે શબ્દોની જોડણી ચોપડીમાં બારીકાઈથી જોવી પડશે. અને આવી રીતે જે જોડણી કાચી રહી ગઈ હશે તે પાકી થશે. બાળકો આપસઆપસમાં મળી ન જાય તે માટે પાટી અથવા નોટ બદલવાનો ક્રમ રોજ ફેરવવો જોઈએ. અને પાછળથી ચારપાંચ વિદ્યાર્થીઓની સ્લેટો શિક્ષક પોતે જ તપાસી લે. જો કોઈ બાળકની તપાસવામાં ભૂલ રહી ગઈ હોય તો તે સુધારી દેવી જોઈએ. પાટીઓ અથવા નોટો પાછી આપ્યા બાદ જેની ભૂલો નીકળી હોય તે વિદ્યાર્થીઓને કહેવા અને સાંભળવાનો સમય આપવો જોઈએ. આ પદ્ધતિમાં એ દોષ છે કે બાળકોને પોતાના સહપાઠીઓની તપાસથી સંતોષ થતો નથી અને અંદરોઅંદર લડી પડે છે. પણ જો વર્ગની વ્યવસ્થા સારી રાખવામાં આવે અને શિક્ષક પણ પૂરતું ધ્યાન આપે તો આ દોષ ઉત્પન્ન થતા નથી અને થોડા જ વખતમાં ઘણી નોટો અથવા પાટીઓ તપાસી શકાય છે.

### ૪. પોતે તપાસવું.

વિદ્યાર્થી પોતાની પાટી અથવા નોટ પોતે જ તપાસી શકે છે.

જો શ્રુતલેખન પાઠયપુસ્તકમાંથી આપ્યું હોય તો પાઠયપુસ્તકની મદદથી તે તપાસી શકે અને બહારથી આપ્યું હોય તો શિક્ષક કાળા પાટીયા પર મુખ્ય મુખ્ય શબ્દોની જોડણી લખી બતાવે. આ પદ્ધતિનો ગુણ એ છે કે બાળકને પોતે કરેલી દરેક ભૂલ સમજાય છે. અને વર્ગમાં દ્વેષ ઉત્પન્ન થતો નથી. પણ જો આ તપાસ પર નંબર અપાતા હોય અથવા દંડ થવાનો ભય હોય તો બાળક ભૂલો ઓછી કરવા પ્રયત્ન કરશે. આ માટે આવી તપાસમાં ન તો માર્ક આપવા જોઈએ ન તો દંડ કરવો જોઈએ. તથા વિદ્યાર્થીઓને તેમની ભૂલ જોરથી ન કહેવી જોઈએ. આ પદ્ધતિનો ઉપયોગ જ્યારે શ્રુતલેખન કાગળ પેન્સીલથી અગર કલમથી લખવામાં આવ્યું હોય ત્યાં કરવો. આમ કરવાથી વિદ્યાર્થી બેઈમાની નહિ કરી શકે તથા પોતાની ભૂલો છૂપાવવાનું મુશ્કેલ થશે. શિક્ષક બાળકોને ઉત્સાહ આપે તો બાળક સારી રીતે પોતાની ભૂલો શોધી કાઢે. આથી નૈતિકતા વધે છે, કારણ કે પોતાના દોષો જાતે જ શોધવાથી વિદ્યાર્થીઓમાં ઈમાનદારી વધે છે. શાળા છોડયા બાદ પણ બાળકોને આવી રીતે પોતાની ભૂલો સુધારવાની હોય છે. હસ્તલેખન અને શ્રુતલેખનની તપાસ બારીકાઈથી કરવી જોઈએ. શાળામાં આમ ન કરવાથી ઘણા દોષો થાય છે. બાળક બેધ્યાન અને બેદરકાર થઈ જાય છે. કોઈક વાર શિક્ષકને છેતરવાની પણ ટેવ પડે છે. અંદરોઅંદર દ્વેષ વધે છે. અને બાળકોની શિક્ષક પ્રત્યેની પૂજ્ય લાગણી ઘટવા પામે છે. આથી શાળાના વહીવટમાં મુશ્કેલીઓ વધે છે. બાળક એક એક ભૂલ માટે ઝગડે છે અને ન્યાય ન થવાથી તેમને મન દુઃખ થાય છે. શિક્ષક નોટો અથવા પાટીઓની જે તે રીતે તપાસ કરાવે પણ તપાસ બરોબર થાય તેનું ધ્યાન રાખવું જોઈએ. બરાબર તપાસ થવાથી બાળકોમાં શિક્ષક પ્રત્યેનો પૂજ્ય ભાવ પેદા થશે અને શિક્ષણકાર્યમાં પણ વિદ્યાર્થીઓનો સહકાર મળશે.

શ્રુતલેખનનો કાર્યક્રમ

સમય ૩૦ મિનિટ

## ૧. વર્ગનો પ્રબંધ

આ કાર્ય માટે ૩ મિનિટનો સમય લેવો જોઈએ. બાળકોને તે એકબીજાની નોટો અથવા પાટીઓ ન જોઈ શકે તે રીતે બેસાડવા જોઈએ. આ કામ માટે નોટો રાખવી જોઈએ. જેથી શિક્ષક કેટલા વખતમાં પ્રગતિ થઈ તે બરાબર જોઈ શકે.

## ૨. શરૂઆતનું વાંચન

આમાં પાંચ મિનિટનો સમય લેવો જોઈએ, શિક્ષક જે કડીઓ બોલવા માગે છે, તે ધીરે ધીરે વાંચીને સંભળાવી દેવી જોઈએ જેથી બાળકોની સમજમાં ભાવાર્થ આવી જાય શ્રુતલેખનમાં જો કઠિન શબ્દો વધારે હોય તો ધીરે ધીરે વાંચીને સંભળાવવું જોઈએ.

## ૩. શ્રુત લેખન

આ કાર્યમાં આઠ મિનિટનો સમય લેવો જોઈએ. શ્રુતલેખનનો પાઠ ધીરે ધીરે સ્પષ્ટતાથી સંબંધી શબ્દો એક સાથે કહીને બોલવો જોઈએ. શ્રુતલેખન બોલતી વખતે શિક્ષકે વિદ્યાર્થીઓની મધ્યમા ઊભા રહી બોલવું જેથી દરેક વિદ્યાર્થી તે સાંભળી શકે શ્રુતલેખન લખાવતી વેળા શિક્ષકે ફરવું જોઈએ નહિ. કારણ ફરવાથી જે અવાજ ઉત્પન્ન થાય છે તેનાથી બાળક કોઈ શબ્દ યા અક્ષર ન સાંભળી શકે તેવું બનવા સંભવ છે, અથવા ખોટું પણ સંભળાય. સંબંધી શબ્દો બોલ્યા બાદ બાળકોને લખવાનો સમય આપવો જોઈએ. વર્ગમાં જે ધીરે ધીરે લખનાર વિદ્યાર્થીઓ હોય તેમના તરફ પણ ખ્યાલ રાખવો જોઈએ. બાળકોને ધીરે જ લખવાની ટેવ પડી જાય તેટલો વધારે તથા

તેઓ લખવાનું ચૂકી જાય તેટલો ઓછો સમય તેમને આપવો જોઈએ નહિ. વર્ગમાં કોઈ પણ બાળકને મનમાં વાંચવા દેવું જોઈએ નહિ અને વચમાં પણ બોલવા દેવું જોઈએ નહિ. વર્ગની આસપાસ ફરતા લોકોને બંધ કરી દેવા જોઈએ.

૪. પુનરાવર્તન.

આ કાર્યમાં ૩ મિનિટનો સમય લેવો જોઈએ. આ સમય બાળકોને પોતાનો લેખ એકવાર જોઈ લેવા તથા પોતાની ભૂલો સુધારવા આપવો જોઈએ. જો પાઠ અપરિચિત હોય ને વર્ગમાં ગરબડ થતી હોય તો શિક્ષકે પોતેજ શ્રુતલેખન વાંચીને સંભળાવવું જોઈએ.

૫. તપાસ.

આ કાર્યમાં આઠ મિનિટનો સમય લેવો જોઈએ. ગમે તે પ્રકારની તપાસ કરાવવી પરંતુ તે પ્રથમ નિશ્ચય કરી લેવો. જો શિક્ષક અથવા મુખ્ય વિદ્યાર્થી તપાસે તો બાળકોને કંઈ કામ બતાવી દેવું જોઈએ જેથી બાળકો આપસમાં વાતચીત તથા ઘોંઘાટ ન કરે.

૬. ભૂલો સુધારવી

આ કાર્યમાં ૩ મિનિટનો સમય લેવો જોઈએ. જે ભૂલો બાળકોએ કરી હોય તેનું શુદ્ધરૂપ ૫ થી ૧૦ વાર તેમને લખવા આપવું જોઈએ. જે ભૂલ વિદ્યાર્થી વારંવાર કરતો હોય તે દસવાર તથા જે ભૂલ નવી કરી હોય તે વારંવાર લખવા આપી શકાય છે. આવી રીતે લખવાથી બાળકોની ભુલો સુધરે છે અને કોઈ પણ શબ્દ માટે જો ભ્રમ હોય તો તે પણ દૂર થઈ જાય છે.

# પ્રકરણ ૧૮

## નિબંધલેખન

નિબંધ કોને કહેવો તેની આપણે સ્પષ્ટતા કરીએ. આ વિષયમાં જુદી જુદી વ્યક્તિઓના જુદા જુદા મત છે. કેટલાક લોકો કહે છે કે જ્યારે મનુષ્ય કલમથી કાગળ પર લખે છે ત્યારે જ રચના કરે છે. પણ યથાર્થમાં જ્યારે તેના મનમાં વિચારો આવે છે ત્યારે તે વિચારોને કલમ અથવા પેન્સિલથી તે કાગળ અથવા પાટીયા પર લખે છે. આ રીતે તે રચના કરી શકે છે. ભાષાના સમયમાં કોઈ પણ વિષયનો જવાબ આપતાં વિચાર કરવાની જરૂર છે. કવિતાનો અન્વય કરતી વખતે, અર્થ સમજાવતી વખતે, પાઠનો સાર કહેતી યા લખતી વખતે પોતાના વિચારો વ્યક્ત કરવાની જરૂર પડે છે. પણ આવા વિચારોને આપણે નિબંધ ન કહી શકીએ. માણસ પોતાના વિચારો મોઢેથી બોલીને તથા લખીને વ્યક્ત કરી શકે છે. દુનિયામાં માણસો બે રીતે નામ મેળવી શકે. સારું બોલનાર સારો વક્તા થઈ શકે. તેના ઉપદેશ અને વ્યાખ્યાનની અસર સમાજ અને જનતા પર પડે છે. કેટલાક લોકો સારી રીતે બોલી શકતા નથી પણ લખીને પોતાના વિચારો સ્પષ્ટ કરી શકે છે. તે પણ લેખક બનીને અથવા સભાઓમાં પોતાનો મત

વ્યક્ત કરી આદર મેળવે છે. જેમ જેમ આ દેશમાં લોકશાહીનો વિકાસ થતો જશે તેમ તેમ લોકોનુ મહત્વ પણ વધતું જશે. આપણે પોતાનો અવાજ સ્પષ્ટ રીતે પ્રગટ કરી શકીશું. રાજકીય પ્રશ્નોમાં, ધાર્મિક અથવા સામાજીક સુધારણા અને બીજાં કેટલાંક જાહેર હિતનાં કાર્યો કરવા માટે સારૂ ભાષણ આપનાર સ્ત્રી-પુરુષોની જરૂર છે. જેઓ પોતાના વિચારો સારી રીતે પ્રગટ કરી શકે તેવા માણસોની માંગ સમાજમાં વધતી જાય છે. કારણ કે આવા લોકો, લેખો અને પુસ્તકો લખીને જનતામાં જ્ઞાનનો પ્રચાર વધારી શકે છે. તેમના પરિશ્રમનું ફળ સંકુચિત અને તાત્કાલિક નથી મળતું પણ ભવિષ્યમાં તેમનું મહત્ત્વ અવશ્ય વધે છે, કારણ કે તેનાં લખેલ પુસ્તકો દૂર દૂર પ્રદેશ સુધીના લોકો વાંચશે અને લેખકના મૃત્યુ બાદ પણ તેના વિચારોનો પ્રભાવ લોકો પર પડશે. બોલવા અથવા લખવાની યોગ્યતા પ્રાપ્ત કરવી આ જ કારણે ઘણી અગત્યની વસ્તુ છે. આ બન્ને બાબતોનું શિક્ષણ નિબંધ દ્વારા જ આપી શકાય છે.

નિબંધલેખનનું શિક્ષણ આપતાં પહેલાં તેની શિક્ષણ પદ્ધતિ પર વિચાર કરીએ તો આપણે સૌથી પ્રથમ વિદ્યાર્થીઓના હસ્તાક્ષર, સ્વચ્છતા અને જોડણી પર બરાબર ધ્યાન આપવું જોઈએ, કારણ કે વાંચવામાં કઠિનાઈ ન હોય તો જ તે લખાણ લોકો સરળતાથી વાંચી શકશે. પત્રવ્યવહારમા આ વાતો પર વિશેષ ધ્યાન આપવું જોઈએ. આનો એક દાખલો લઈએ, એક વખત સારા માણસ પાસે એક ગામડિયો માણસ ગયો, અને એક ચીઠી લખી આપવા વિનતિ કરી. સજ્જન પુરુષે ઉત્તર આપ્યો કે મારા પગ દુઃખે છે એટલે નથી લખી શકતો. ગામડિયા માણસે કહ્યું કે તમારા હાથ તો નથી દુઃખતા પછી લખવામાં શું મુશ્કેલી છે? સજ્જન પુરુષે જવાબ આપ્યો કે મારૂં લખાણ એટલું સરસ છે કે પછી વાંચવા માટે મારે જ જવું પડશે. મારૂં લખેલું બીજો કોઈ વાંચી નહિ શકે. આવું લખાણ લખવાથી

સમાજને શો લાભ થઈ શકે, તે આપણે જ વિચારી લઈએ. કેટલાક વિદ્યાર્થીઓ ઘણા સુંદર અક્ષર લખે છે. તેમનુ લખાણ વાંચવામાં આનંદ આવે છે, અને કેટલાક વિદ્યાર્થીઓ એવા ખરાબ અક્ષર લખે છે કે, પરીક્ષાનાં ઉત્તરપત્રો તપાસનાં શિક્ષક ગુસ્સે થઈ જાય છે. અને અંક ઓછા આપે છે. જેમને ખરાબ અક્ષરવાળાપત્રો મળે છે તેવા મિત્રો અને સંબંધીઓની પણ આ જ દશા થાય છે. વાંચનાર લેખ પરથી જ લખનારના ગુણ અને દોષ ઓળખી શકે છે. જે લોકો પોતાનુ લખાણ સારૂં નથી લખતા, જોડણીમાં ભૂલો કરે છે તે બેદરકાર ગણાય છે. અક્ષરોનું લેખન પણ એક કલા છે. તે શીખવામાં પણ ચિત્રકલા શીખવા જેટલી જ ઝીણવટની જરૂર છે. અક્ષરોનો આકાર એકનો કીડી જેવો અને બીજાનો હાથી જેવો હોય તો તે સુંદર લાગતું નથી. આ માટે દરેક અક્ષરનું અંગ પ્રમાણસર લખવું જોઈએ. જેવી રીતે કસરત કરનાર વ્યક્તિના સપ્રમાણ અંગો સારા લાગે છે અને કોઈના ઢીલાં અને ફુલી ગયેલ ગાત્રો જોઈ ભેંસની ઉપમા આપે છે. તે જ રીતે અક્ષરોની પણ મન ઉપર અસર થાય છે.

જે બાળક વિચાર કરીને પહેલાં ભાષાનો નિશ્ચય કરે છે અને પછી લખે છે તે ચેકાચેક ઓછી કરે છે. અને જે પહેલાં લખે છે અને પછી વિચાર કરે છે તે વારંવાર ચેકાચેક કરે છે. અસ્થિર મગજવાળા વધારે ચેકાચેક કરે છે. બાળકોમાં આવી ખોટી આદતો ન પડે તેનું શિક્ષકોએ ધ્યાન રાખવું જોઈએ. કેટલાક લોકોનો વિશ્વાસ છે કે નોટો લખવાથી હસ્તાક્ષર સુધરે છે. પરંતુ આ લાભ ત્યારે જ થઈ શકે કે બાળક જે કંઈ લખે તેને મરોડદાર સફાઈ અને સુંદરતાથી લખે. જોડાક્ષર શીખવવાની પદ્ધતિ પર આપણે અગાઉ વિચાર કરી ચૂકયા છીએ એટલે અહી વિચાર કરવાની જરૂર નથી.

### વ્યાકરણ અને નિબંધનો પરસ્પર સંબંધ:–

નિબંધ લખવાની કળા વ્યાકરણના નિયમોને અનુસરે છે. પણ પ્રાથમિક શાળામાં વ્યાકરણના નિયમો પર ધ્યાન આપતાં શિક્ષક ભૂલો

સુધારવા તરફ ધ્યાન આપે તો પણ વાંધો નથી. શિક્ષક ભૂલો સુધારે, સારા નમૂના લખવા આપે અને શુદ્ધ રૂપોનો વારંવાર ઉપયોગ કરાવે. પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓમાં સરળતાથી અનુકરણ કરવાની ટેવ હોય છે. આગળ ભાગમાં તર્કશક્તિ વાપરી શકતા નથી તેથી તેઓ સાચી વાત નક્કી કરી શકતા નથી. વ્યાકરણનુ જ્ઞાન તેમને ગૌણરૂપે આપવામા આવે તે પણ છે.

## વાર્તાલાપ શીખવવાની પદ્ધતિ

વાર્તાલાપ દ્વારા જ્યારે ભાષા શીખવવામા આવે ત્યારે નિબંધ લખવાનુ શિક્ષણ પણ આપી શકાય છે. સંભાષણ દ્વારા રચના શીખવવાથી વર્તમાનકાળના વધારે લાભ થતો જાય છે તેથી કેટલાક શિક્ષકોએ તો ભાષા શીખવતી વખતે બાળકોને આખા વાક્યોનો જ ઉપયોગ કરવાનુ ઉચિત ગણ્યુ છે. તેથી દરેક વિષય શીખવતી વેળા નિબંધ લખવાની કળાનો અભ્યાસ થતો જાય છે દા. ત.,

પ્રશ્ન–હિન્દુસ્તાનની ઉત્તરે કયો પહાડ ફેલાયો છે?

ઉત્તર–હિન્દુસ્તાનની ઉત્તરે હિમાલય પહાડ આવ્યો છે.

પ્રશ્ન–તેનુ નામ હિમાલય કેમ પડ્યું?

ઉત્તર–કારણ કે તેના પર હીમ-બરફ જામેલો રહે છે.

પ્રશ્ન–હિમાલયનો અર્થ શુ થાય?

ઉત્તર– બરફનુ ઘર (હિમ = બરફ, આલય = ઘર) આ રીતે હિમાલયનો શબ્દનો અર્થ શીખવવો જોઈએ

આ રીતે બીજા વિષયોમા પણ કરી શકાય છે. પણ આ પદ્ધતિનો સફળ ઉપયોગ ક્યાય થતો જોવામા આવ્યો નથી. થોડા

દિવસ સુધી આ પદ્ધતિ ચાલે છે અને પછી તે આપોઆપ બંધ થઈ જાય છે. કારણ કે આ પદ્ધતિ અસ્વાભાવિક છે. વાર્તાલાપ વેળા માણસ વ્યર્થ શબ્દો બોલવાની આદત રાખતો નથી. જે શબ્દો પ્રશ્નો કરતાં કહેવાઈ જાય છે તેનું પુનરુચ્ચારણ કોઈ કરતું નથી. આ સિવાય ભૂગોળ, ગણિત વગેરે વિષય શીખવતી વેળા શિક્ષક અને બાળકનું લક્ષ વિષય તરફ હોય છે ભાષા તરફ નથી હોતું. ભાષા પર ધ્યાન આપવાથી વિષય બાજુ ધ્યાન નથી રહેતું, આથી ગેરસમજ થાય છે અને વખત પણ બગડે છે. આ રીતે આ પદ્ધતિ બહુ દુષિત છે. અન્ય વિષયો શીખવતી વેળા મોટી મોટી ભૂલો સુધારવાનું ધ્યાન આપવું જોઈએ. નાની ભૂલો તરફ ધ્યાન આપવાની જરૂર નથી. પહેલા અને બીજા વર્ગોમાં વાર્તાલાપ શીખવવો લાભદાયક છે. ત્રીજા અને ચોથા તથા માધ્યમિક વર્ગોમાં વાર્તાલાપ અને નિબંધ બન્ને પ્રકારની રચનાઓ શીખવવી જોઈએ. જેમ જેમ વિદ્યાર્થી ઊંચા વર્ગમાં પહોંચે તેમ તેમ લેખિત રચનાનો ઉપયોગ વિશેષ કરવો જોઈએ.

## રચના શીખવવાનો ક્રમ

૧. વાક્ય રચના.

૨.- પરિચિત વસ્તુ વિષે કેટલાંક વાક્યો બાળકો પાસે કહેવરાવવાં. તે વાક્યો આવશ્યકતા પ્રમાણે એકઠાં કરી ફેરફાર કરવો.

૩. આપેલાં વાક્ય, કવિતા વગેરેનો અર્થ, ભાવ તથા અન્વય બાળકોની ભાષામાં કહેવરાવવો તથા લખવો.

૪. સાર આપીને વિસ્તૃત રૂપમાં નિબંધ લખાવવો.

૫. સ્વતંત્ર નિબંધ જેના ભાવ પણ બાળકો મનથી લખી શકે.

૬. વ્યાપારી લેખ-રસીદો-એકરારનામાં વગેરે.

૨. તમે તે રમત રમો. તમે તે રમત રમશો નહિ.

(૨) સાધારણ વાકયોને પ્રશ્નાર્થ વાકયો કરી દેવાં. તે બાળક ઘેર જાય છે. પ્રશ્નાર્થ — શું તે બાળક ઘેર જાય છે?

(૩) ક્રિયાને સંદિગ્ધ રૂપ આપવું.

દા. બાળક ઘેર જતો હશે.

(૪) સાધારણ ક્રિયાને વિનંતિનું રૂપ આપવું.

દા. મહેરબાની કરીને ઘેર જાવ, શું આપ મારે ઘેર પધારવાની કૃપા કરશો?

(૫) આદરસૂચક રૂપોનો પ્રયોગ: હું જાઉં છું, અમે જઈએ, છીએ, તું જાય છે, આપ જાઓ છો.

(૬) ક્રિયામાં શર્ત બતાવવી, જો તે મહેનત કરે તો અવશ્ય પાસ થાય.

(૭) વાક્ય બદલવું. ઘોડો ઘાસ ચરે છે ઘોડાથી ઘાસ ચરાય છે.

આવા પ્રકારના અભ્યાસમાં શિક્ષકનું ધ્યાન ઉપયોગ બાજુ વધારે રહેવું જોઈએ. આ રીતે બાળકોને અનાયાસે વ્યાકરણનું જ્ઞાન થઈ જશે અને વ્યાકરણ બાજુ ધ્યાન આપવાની જરૂર રહેશે નહિ. આપણે ઉપર આપેલ દાખલાઓ ફક્ત સંકેત જ છે. વાકયમાં ઉદ્દેશ્ય વિધેય અને કર્મ વધારવાનો પ્રયાસ કરવો જોઈએ. દા. ત. ઘોડો ચરે છે, લાલ ઘોડો ચરે છે, લાલ અને તેજ ઘોડો ચરે છે. કાલે વેચાતો લીધેલ ઘોડો ચરે છે. સ્વારીમાં કામે લાગેલો ઘોડો ચરે છે. દે

૧. વાકય રચના.

વાકય શબ્દોથી બને છે અને વાકયોથી આખો લેખ બને છે. આથી વાકય બનાવવાનું સારી રીતે શિક્ષણ આપવું આવશ્યક છે. કોઈપણ પ્રકારનુ વાકય બનાવી લેવું સરળ છે પણ વ્યર્થ શબ્દોનો ઉપયોગ ન કરવો. અર્થમાં ગોટાળો ન થવો જોઈએ અને પદલાલિત્યની ભાવના લાવવી તે બહુ કઠીન કાર્ય છે. આવી રીતે વાકય બનાવવામાં *વિદ્યાર્થીઓએ કુશળતા મેળવવી જોઈએ.*

**વાકયરચનાનો અભ્યાસ નીચે મુજબ કરી શકાય :—**

દા. સુથાર, લાકડું, કરવત, ખુરસી.

સુતાર કરવત વડે લાકડું વેરીને ખુરસી બનાવે છે.

ગોવાળ–ગાય–દૂધ

ગોવાળ ગાય દોહે છે.

**૫૬ ન્યુનતાની પૂર્તિ :**

એક માણસ ———— લાકડાં કાપવા ———— ગયો. રસ્તામાં ———— મળ્યો. ———— કહેવા લાગ્યો કે — —— મિત્ર ———— ક્યાં ————.

આ પ્રકારના અભ્યાસથી કલ્પનાશક્તિને પુષ્ટિ મળે છે અને યોગ્ય શબ્દો શોધવાનો અભ્યાસ થાય છે. જે શબ્દો બાળક ભરે તેની આપણે તપાસ કરવી જોઈએ. અને જોડેલા શબ્દોનો અર્થ ઠીક ઠીક બેસે છે કે નહિ તેનું ધ્યાન રાખવું જોઈએ, વાકયોના રૂપ બદલતાં પણ બાળકોને શીખવવું જોઈએ. વાકયોને (૧) નકારાત્મક રૂપ આપવું. ૧. બાળક ઘેર જાય છે. બાળક ઘેર જતો નથી.

૨. તમે તે રમત રમો. તમે તે રમત રમશો નહિ.

(૨) સાધારણ વાક્યોને પ્રશ્નાર્થ વાક્યો કરી દેવાં. તે બાળક ઘેર જાય છે. પ્રશ્નાર્થ — શું તે બાળક ઘેર જાય છે?

(૩) ક્રિયાને સંદિગ્ધ રૂપ આપવું.

દા. બાળક ઘેર જતો હશે.

(૪) સાધારણ ક્રિયાને વિનંતિનું રૂપ આપવું.

દા. મહેરબાની કરીને ઘેર જાવ, શું આપ મારે ઘેર પધારવાની કૃપા કરશો?

(૫) આદરસૂચક રૂપોનો પ્રયોગ: હું જાઉં છું, અમે જઈએ છીએ, તું જાય છે, આપ જાઓ છો.

(૬) ક્રિયામાં શર્ત બતાવવી, જો તે મહેનત કરે તો અવશ્ય પાસ થાય.

(૭) વાક્ય બદલવું. ઘોડો ઘાસ ચરે છે ઘોડાથી ઘાસ ચરાય છે.

આવા પ્રકારના અભ્યાસમાં શિક્ષકનું ધ્યાન ઉપયોગ બાજુ વધારે રહેવું જોઈએ. આ રીતે બાળકોને અનાયાસે વ્યાકરણનું જ્ઞાન થઈ જશે અને વ્યાકરણ બાજુ ધ્યાન આપવાની જરૂર રહેશે નહિ. આપણે ઉપર આપેલ દાખલાઓ ફક્ત સંકેત જ છે. વાક્યમાં ઉદ્દેશ્ય વિધેય અને કર્મ વધારવાનો પ્રયાસ કરવો જોઈએ. દા. ત. ઘોડો ચરે છે, લાલ ઘોડો ચરે છે, લાલ અને તેજ ઘોડો ચરે છે. કાલે વેચાતો લીધેલ ઘોડો ચરે છે. સ્વારીમાં કામે લાગતો ઘોડો ચરે છે. દે

ઘોડો ચરે છે. ચરતો ઘોડો ઊભો છે. વગેરે. આવા પ્રકારના અભ્યાસથી બાળકોને જ્ઞાન થશે કે નામ, સર્વનામ, ક્રિયાપદ, વિશેષણ વગેરેનો ઉપયોગ શી રીતે કરવો. સકર્મક ક્રિયાપદ સાથે કર્મ જોડીને તેનો વધારો કરવો. દા. બાળક રોટલી ખાય છે. બાળક દાળભાત ખાય છે. બાળક વાસી રોટલી ખાય છે. બાળક કાલની બનેલી રોટલી ખાય છે. બાળક તવી પરથી ઉતરતી રોટલી ખાય છે. બાળક પોતાના ઘરની રોટલી ખાય છે. આ રીતે ઉદ્દેશ અને કર્મનો વધારો કરી શકાય છે.

વિધેયમાં ક્રિયાવિશેષણ દ્વારા વધારો કરવો :—

ઘોડો ઝડપથી દોડે છે.

ઘોડો રવાલમાં દોડે છે.

ઘોડો લંગડાઈને દોડે છે.

ઘોડો મેદાનપર દોડે છે.

ઘોડો ઘરથી નદી બાજુ દોડે છે.

ઘોડો પગથી દોડે છે.

ઘોડો સવારને લઈને દોડે છે.

આવી રીતે દાખલાઓથી શિક્ષક વિધેયમાં ક્રિયાવિશેષણ દ્વારા થતો વધારો વિદ્યાર્થીઓને બતાવી શકે છે.

(૨) કોઈ પણ પરિચિત વસ્તુ વિષે કેટલાંક વાક્ય કહેવરાવવાં અને પછી તેમાં આવશ્યકતા અનુસાર ફેરફાર કરવો.

જ્ઞાન મેળવવા માટે ઘણા વિષયો હોય છે પણ નિબંધ શીખવવાનો અર્થ નવું જ્ઞાન મેળવવાનો નથી. જે કંઈ જ્ઞાન બાળકોમાં હોય તેનાથી જ નિબંધલેખન શીખવવું ઉચિત છે. આ કારણથી બાળકો જેનાથી પરિચિત હોય તેવી વસ્તુઓ વિષે વાક્યો લખવા બાળકોને જણાવવું. જેમકે ઝાડ, મેજ, ખુરસી, ઇંટ, કુતરો, ગાય, બળદ વગેરે. ઉદાહરણ માટે મેજ લઈએ. વાક્યો બાળકો પોતાની મેળે કહેશે.

મેજ લાકડાનું બને છે, તેને ચાર પાયા હોય છે. ઉપર લાકડાનું પાટીયું હોય છે. તેમાં દરાજ હોય છે. તેમાં ચોપડીઓ મૂકી શકાય છે. ખડીયો–અને કલમ મૂકી શકાય છે. આવી રીતે આવાં જુદાં જુદાં વાક્યોને શિક્ષક જોડતાં શીખવે. જેવી રીતે સુથાર લાકડાનું એક મેજ બનાવે છે. તેને ચાર પાયા અને એક દરાજ હોય છે. દરાજમાં ચાક અને ડબ્બા રાખવામાં આવે છે. અને ચોપડીઓ, કલમ, ખડીયો વગેરે મૂકવામાં આવે છે. સાથે સાથે વિરામ ચિહ્નોનો ઉપયોગ અને ભાવો ક્રમબદ્ધ ગોઠવવાનો મહાવરો પાડી શકાય છે. ૩. આ કાર્ય પાઠ્ય-પુસ્તક વંચાવતી વેળા કરાવી શકાય છે. ૪–૫–૬ આવી રીતે વાક્ય યોજના અને પરિચિત વસ્તુઓના વિષયમાં કેટલાંક વાક્યો કહેવરાવવાં અને લખાવવાનો અભ્યાસ કરાવવો જોઈએ. જ્યારે બાળકો આ શીખી જાય ત્યારે લેખ લખવાનો પ્રયોગ કરી શકાય. લેખો કેટલીક જાતના હોય છે, વાર્તાઓ, કથાઓ, ઐતિહાસિક લેખો, વર્ણનાત્મક લેખો, વિવાદાત્મક લેખો, આત્મકથાઓ, ભાવાત્મક લેખો, કુટુંબી, વ્યક્તિગત અને વ્યાપારી પત્રો વગેરે. વાર્તા કહેવાનો ઉદ્દેશ મનોરંજન હોઈ શકે. વાર્તાઓની મન પર ઊંડી અસર થાય છે. દા. ત. આપણે ઘોડા પર બેસીને દોડતા જઈએ છીએ. તે વખત આપણે એક સુંદર બાળકને જોઈએ છીએ. આપણો ઘોડો ઝડપથી દોડતી આવ્યો જાય છે. પણ આ બાળકની કલ્પના આપણા મનમાં રહી જાય છે. આ જ કામ વાર્તા કરે છે. કથા કહેવાનો ઉદ્દેશ થોડો વધારે ગંભીર છે. ઐતિહાસિક ઘટનાઓ કહેતી

વખતે સત્ય અને અસત્યની તપાસ કરીને સાર વસ્તુ જ કહી શકાય વર્ણનાત્મક નિબંધમાં જે વસ્તુ હોય છે તેનું આબેહૂબ વર્ણન જ હોય છે પણ વિચારાત્મક નિબંધમાં તર્કપૂર્વક એક પક્ષનું સમર્થન અને બીજા પક્ષનું ખંડન હોય છે માધ્યમિક શાળાઓમાં કથનાત્મક અને વર્ણનાત્મક નિબંધો વધુ લખવામાં આવે છે શરૂઆતમાં નિબંધ લખતા પહેલા બાળકોને થોડાક સંકેતો આપવા જોઈએ જેનો વિસ્તાર કરીને નિબંધ લખી શકે બાદમાં સ્વતંત્ર નિબંધો આપવા જોઈએ. જેઓ સારા સારાં પુસ્તકો અને સામયિકો વાચતા હોય તેવાં બાળકો સારો નિબંધ લખી શકે વ્યાપારી લેખ, આવેદનપત્રો અને પત્રો લખાવવાનો અભ્યાસ પણ બાળકોને કરાવવો જોઈએ આથી બાળકોને ઘણુ શીખવાનુ મળે છે આજના મેટ્રીક પાસ કેટલાક વિદ્યાર્થીઓ હોય છે જે નોકરી માટે આવેદનપત્ર પણ સારી રીતે લખી શકતા નથી એટલે આવી વસ્તુઓ પર વિશેષ ધ્યાન આપવુ જોઈએ સંકેતો આપીને પણ વાર્તાઓનો વિચાર કરવો જોઈએ, જેથી વિદ્યાર્થીઓના ભાવો અને વિચારશક્તિ વધે આવા નિબંધોમાં બણ પ્રકારનુ ધ્યાન રાખવુ જોઈએ

૧ વ્યર્થ શબ્દોનો ઉપયોગ ન થવો જોઈએ

૨ કોઈ પણ શબ્દ એવો ન હોવો જોઈએ જેના બે અર્થ થાય અગર તેનો અર્થ અસ્પષ્ટ હોય

## તપાસવાની રીત–

નિબંધ તપાસવાનુ કામ ઘણુ અઘરૂ છે સાથે સાથે મુખ્ય પણ છે શ્રુત લેખન જેમ નિબંધની નોટો અક્ષરે અક્ષર તપાસી શકાતી નથી અને જો શિક્ષક ન તપાસે તો નુકશાન થાય છે, તપાસે છે તો તેમાં ઘણો વખત બગડે છે માટે સારામા સારો ઉપાય એ છે કે દરેક શાળામાં થોડા સંકેતો ભૂલો સુધારવા માટે નક્કી કરી દેવા જોઈએ

અને તે બાળકોની નોટો પર અને નોટીસ બોર્ડ પર મોટા અક્ષરે લખી દેવા જોઈએ. નોટો તપાસતી વેળા શિક્ષકે તે સંકેતોનો જ ઉપયોગ કરવો જોઈએ. અને વિદ્યાર્થીઓને સંકેતો મુજબ નિબંધ લખવાનું અને સુધારવાનું કહેવું જોઈએ.

સંકેતોના દાખલા :—

।: જોડણી કરવી.

∧: શબ્દ ભૂલી જવા માટે.

×: ખોટા માટે.

?: આનો અર્થ શો છે?

!!: શું આ વાત સાચી છે!

✓ વાત બીલકુલ બરાબર છે.

વિ.: વિરામચિહ્નો ખોટાં છે.

વ્યા.: વ્યાકરણદોષ છે.

લિ.: લિંગની ભૂલ છે.

વ.: વચનની ભૂલ છે.

કા.: કાળની ભૂલ છે.

વિ. વિભક્તિની ભૂલ છે.

—: આ શબ્દ ખોટો છે.

આ રીતે જુદાં જુદાં ચિહ્નોનો ઉપયોગ કરીને વિદ્યાર્થીઓના નિબંધો સુધારવા જોઈએ. જો શરૂઆતમાં બાળકોને આ ચિહ્નો સમજમાં ન આવે તો એકબે નિબંધોમાં શિક્ષકે આ ચિહ્નો સમજાવી દેવાં જોઈએ. આવી રીતે નિબંધો તપાસવાથી સમય પણ ઓછો લાગશે અને વિદ્યાર્થીઓને પણ લાભ થશે.

નિબંધોમાં વિદ્યાર્થીઓને અંક આપવા જોઈએ.
જેથી વિદ્યાર્થી જાણી શકે કે તેનો:લેખ સાચો છે, અથવા ખોટો છે. આ અંકો અનુસાર વિદ્યાર્થી સારા નિબંધ લખવાની પ્રેરણા મેળવી શકે અને વધુ અંક મેળવવા પ્રયત્ન કરે.

## પ્રકરણ ૧૯

# ભાષાશિક્ષણની કેટલીક રીતો

પાછલા પ્રકરણોમાં ભાષા શિખવાના કેટલાક નિયમો આપણે જોઈ ગયા છીએ. તે નિયમો અનુસાર શિક્ષણ આપવાથી બાળકોને અવશ્ય લાભ થશે. શિક્ષકે બાળકોના મનમાં ગુજરાતી આપણી માતૃભાષા છે તેવો ભાવ જાગૃત રાખવો જોઈએ. વળી તેને સ્વભાષા માટે સન્માન હોવું જોઈએ. આ બાબતની ચર્ચા વર્ગમાં કરવી જોઈએ. શિક્ષકે આ વસ્તુઓનો ખ્યાલ હંમેશાં રાખવો જોઈએ પાઠશાળાઓમાં પાઠ્ય પુસ્તકો દ્વારાજ ભાષાનું શિક્ષણ પુરૂં થતું નથી. પણ બીજી જુદી જુદી રીતોથી પણ ભાષાનું શિક્ષણ સહાયક બને છે. બાળકોને ભાષા પ્રત્યે પ્રેમ ઉદ્ભવે તે જરૂરી છે. નાનાં બાળકોને બાળસુલભ નાટકોનો અભિનય બતાવવો જોઈએ. શબ્દો પૂરવાની તથા જોડણીની હરિફાઈ યોજવી જોઈએ. મોઢે કરેલી કવિતાઓ માટે પણ અંતકડી બોલાવવી જોઈએ. કોઈ પણ વિષય પર વાદવિવાદ અને ચર્ચા સભાઓ ગોઠવવી તથા ચિત્રો પરથી વાર્તા બનાવવાનું શિક્ષણ આપવું જોઈએ. કોઈ પણ જુદી નોટબુકમાં ગદ્યપદ્યના ઉત્તમ નમુના લખાવીને શુદ્ધ કરાવવા જોઈએ. આ પ્રકરણમાં આપણે એવી રીતોની ચર્ચા કરીશું

જે દ્વારા બાળકોના મનમાં માતૃભાષા અને અન્ય ભાષાઓ પ્રત્યે અનુરાગ પેદા થાય અને તે શીખવાનો રસ કેળવાય.

## ૩. નાટકોનો અભિનય

બાળકોનો સ્વભાવ તેઓ જે બાબતો જુએ છે, વાંચે છે, અને સાંભળે છે તેની નકલ કરવાનો છે. જો કોઈ વિદેશીને આપણે ગુજરાતી બોલતો સાંભળીએ તો બાળકો તુરત જ તેની નકલ કરી બતાવશે આ નકલ કરતી વેળા બાળકોને ઘણો આનંદ આવે છે. આથી તેઓ સ્વભાવે અક્રામ હોય છે તેમ ન સમજવું જોઈએ. આપણે આ બાબત ધ્યાનથી વિચારીએ તો જણાશે કે આવી પ્રવૃતિથી બાળકોની ઉન્નતિ થાય છે. બાળકોની નકલ કરવાની ટેવનો સદુપયોગ કરવામાં આવે તો તેથી ઘણો લાભ થશે. નાનાં નાનાં બાળકો પોતાના શિક્ષકની બોલી તથા ચાલની નકલ કરતાં હોય છે. કેટલીકવાર બાળકો કુતરાં અને બિલાડીઓની બોલીની નકલ કરીને વર્ગની શાંતિમાં ભંગ પાડે છે ત્યારે ઘણો ગુસ્સો તેમના પર આવી જાય છે. પણ જો શિક્ષક બાળકોની આ પ્રવૃત્તિનો ઉપયોગ કોઈ પણ સારા માર્ગમાં કરે તો ક્રોધ કરવાનો પ્રસંગ બહુ ઓછો આવશે. બાળકો તો સ્વભાવે ઉત્સાહી અને ચંચળ હોય છે. અને આ ઉત્સાહ અને ચંચળતાને દબાવી દેવાં તે હિતકર નથી. પરંતુ તેમને સારા માર્ગે વાળવા જોઈએ. આપણે અગાઉ જોઈ ગયા છીએ કે જ્યાં સંવાદનો પાઠ આવે ત્યાં બાળકોને અંદરો-અંદર સંવાદ બોલવાની તક આપવી જોઈએ. આથી અભિનય કરવાની ટેવ કેળવાય છે. પાઠ લેનાર સંવાદ કરનારના ભાવોમા મગ્ન થઈ ને તેને સારી રીતે વ્યકત કરવાની કોશીષ કરે છે. આપણા સાહિત્યમાં નાનાં નાનાં નાટકોની કમી નથી. આ નાટકો વિદ્યાર્થી માટે ઉપયોગી છે. આ નાટકોના અભિનયમાં પડદા, સામગ્રી વગેરેની ખાસ જરૂર પડતી નથી. બાળકો આ અભિનય રસપૂર્વક કરશે. આવી રીતે અનાયાસે ભાષાના જ્ઞાનમાં વૃદ્ધિ થશે.

### ૨. કવિતા અને ઉત્તમ ગદ્યના નમુના મુખ પાઠ કરાવવા અને તેની હરીફાઈઓ યોજવી.

પ્રાથમિક અને માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓની અવસ્થા ઘણું કરીને ૧૪–૧૫ વર્ષથી ઓછી હોય છે. આ અવસ્થામાં સ્મરણ શક્તિ તીવ્ર હોય છે. આ અવસ્થામાં મુખ પાઠ કરવાનો આગ્રહ કરે તો ખોટું નથી. આ કવિતાઓ અને ગદ્યગીત પાઠ્ય પુસ્તકોનોજ હોય તે આવશ્યક નથી. જો બાળકો આંખો અને કાન ખોલીને ફરે તો તેઓને મંદિરોના તથા કેટલીક બીજી જગાઓએ ભજનો સાધુ, ભીખારી અને બાગેરોના મોઢેથી સાંભળવા મળશે. જો બાળકો એક એવી નોટબુક રાખે જેમાં સારી સારી કવિતાઓ ભજન–શૈર, લેખ જે કંઈ મળે તેની નકલ કરી લે તો થોડાં જ વર્ષોમાં તેમની પાસે સારૂં સાહિત્ય એકઠું થઈ જશે. હાઈસ્કૂલ અને માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ ત્રણચાર ભાષાઓ એક સાથે શીખે છે. ગુજરાતી, હિન્દી, સંસ્કૃત, અંગ્રેજી, ઉર્દુ અને ફારસી ભાષાઓ શીખે છે. આ ભાષાઓની કવિતાઓ ભજન અને ગદ્ય એક સાથે રાખવામાં આવે તો પણ નુકશાન નથી. આમ કરવાથી બાળક પરસ્પર તુલના કરવાનું શીખશે.

### ૩. ચર્ચાસભા, કવિ સંમેલન અને વક્તૃત્વ હરિફાઈઓ યોજવીઃ

વિદ્યાર્થીઓમાં ભાષાનું શિક્ષણ વધારવા માટે એક બે મહિને ભાષા સંબંધી ચર્ચા સભાઓ રાખવી જોઈએ. જેમાં બાળકો સ્વતંત્ર રીતે પોતાના વિચારો વ્યક્ત કરી શકે. શિક્ષકોએ આ વાતનું ધ્યાન રાખવું જોઈએ અને બાળકોને ઉત્તેજન આપવું જોઈએ. કેટલીકવાર કવિસંમેલન અને મુશાયરા પણ ગોઠવવા જોઈએ. જેથી બાળકોમાં સાહિત્ય પ્રત્યે રસ ઉત્પન્ન થાય. શ્લોકો અને કવિતાઓની અંતકડીઓ પણ વખતો-વખત ગોઠવવી જોઈએ. આવી રીતે સાહિત્યનો અને ભાષાનો વિદ્યાર્થીઓમાં પ્રચાર થાય છે. આ હરિફાઈઓ જુદા જુદા વર્ગો વચ્ચે પણ કરાવી શકાય છે.

## ૪. ચિત્રકલાનો ભાષાશિક્ષણ માટે ઉપયોગ :

માણસ પોતાના વિચારો કહીને અથવા લખીને વ્યક્ત કરી શકે છે. કેટલીકવાર હાથ પગ અને આંખો તથા આંગળીઓના ઈશારા અગર ઝંડીઓથી પોતાના ભાવો વ્યક્ત કરી શકે છે. ફોજમાં તો લાલટેન અથવા ઝંડીની મદદથી ૩૦–૪૦ માઈલ દૂર સુધી સંદેશાઓ મોકલી શકાય છે. બાલચમૂ (સ્કાઉટ)ઓને પણ આ પ્રયોગો શીખવાથી બાળકોની બુદ્ધિ ખીલે છે. માણસ જે રીતે ભાષા દ્વારા પોતાના વિચારો પ્રગટ કરી શકે છે તેવી જ રીતે ચિત્રકલાથી પણ તે પોતાના વિચારો વ્યક્ત કરી શકે છે. ચિત્રકલા એ અઘરો વિષય છે જેને થોડા માણસો જ સારી રીતે શીખી શકે છે. પણ પોતાના વિચારો સમજાવવા અગર સ્પષ્ટ કરવા માટે ચિત્રકળાનો ઉપયોગ ઘણો સરળ છે. જે વાત શબ્દો દ્વારા વ્યક્ત કરવાની હોય છે તે વાત શબ્દોને બદલે ચિત્રોથી સમજાવી દેવામાં આવે છે. આ પદ્ધતિનો ઉપયોગ રોજબરોજ વધતો જાય છે. અમેરિકામાં દરેક કલાકના અંતે બાળકને ૫–૭ મીનીટમાં તેઓ જે શીખ્યા હોય તે ચીતરી બતાવવાનું કહેવામાં આવે છે. માની લો કે બાળકો કોઈ વાર્તા વાંચે છે તો બાળકોને ચિત્રો દ્વારા તે સમજાવવાનું કહેવામાં આવશે. આ રીતનો ઉપયોગ કરવાથી બાળકોને આખા પાઠનું પુનરાવર્તન થઈ જાય છે. અને જે ચોપડીમાં વાંચ્યું હોય તે ધ્યાનથી જોવું પડે છે, જે વાત વાંચતી વખતે ધ્યાન બહાર ગઈ હોય તે ધ્યાનમાં આવી જાય છે, આવી રીતે બાળક જે કંઈ વાંચે છે, તે ધ્યાનથી વાંચે છે. મનુષ્યસ્વભાવમાં કેટલીક વિશિષ્ટતાઓ હોય છે. તેણે શીખેલ જ્ઞાનનો ઉપયોગ જ્યાં સુધી કોઈ કાર્ય માટે ન થાય ત્યાં સુધી તેનું જ્ઞાન અપરિપક્વ રહે છે. ચિત્રકલા દ્વારા જ્ઞાન કાર્યના રૂપમાં પરિણમે છે. જ્ઞાન પ્રાપ્ત કરવામાં ચિત્રકળા સહાયભૂત બને છે. વનસ્પતિ બતાવવામાં ન આવે ત્યાં સુધી વિદ્યાર્થીના બરાબર ધ્યાનમાં નહિ આવે. જીંડા, કપાસ,

જામફળ, ફુલપત્તાં વગેરેનાં ચિત્રો કાઢવાથી વાંચેલ પાઠનું જ્ઞાન પાકું થાય છે. ચિત્રકલાનો ઉપયોગ કેવળ ભાષામાં જ નહિ પણ ઈતિહાસ ભૂગોળ, વિજ્ઞાન અને શરીરશાસ્ત્રના શિક્ષણમાં પણ થઈ શકે છે. ચિત્રોની મદદ સિવાય આ વિષયોનું જ્ઞાન અપાય તે અધુરૂ હોય છે. હજુ આપણા દેશમાં ચિત્રકલાનો વિકાસ પૂરતો થયો નથી તેમજ તેની શિક્ષણપદ્ધતિ દુષિત છે તેથી લોકો ભાષામાં ચિત્રકળાનો ઉપયોગ ક્વચિત જ કરે છે. પણ આપણે જો બાળકને થોડું ઉત્તેજન આપીએ તો બાળકો ચિત્રો દ્વારા દરેક વસ્તુ સમજવાની કોશીશ કરશે. તેઓની ચિત્ર તરફ રૂચિ કેળવાશે અને તેઓ પણ ચિત્રો દોરતાં થઈ જશે આ દેશનાં બાળકોને સારાં ચિત્રો બહુ ઓછાં જોવા મળે છે. નીતિહીન ચિત્રોનો પ્રચાર આપણા ત્યાં વિશેષ છે. સારા સારા મુદ્રણાલયોમાં છાપેલ પુસ્તકોનાં ચિત્રો પણ દુષિત હોય છે. કેટલાંક માસિક પત્રો અને પુસ્તકોમાં આવાં હલકાં ચિત્રો પ્રગટ થાય છે તે જોઈ ગ્લાની થાય છે. ગીતા પ્રેસ ગોરખપુરથી પ્રકાશિત થયેલ કેટલીક ચોપડીઓમાં કથાઓ ચિત્રો દ્વારા બનાવવામાં આવી છે. બાળકોને આવી ચોપડીઓ આપવામાં આવે અને અવલોકન કરવાનું કહેવામાં આવે તો બાળકો વાર્તા તૈયાર કરીને કહી શકશે અને લખી શકશે. ભાષા શીખવાનો આ એક સારો ઉપાય છે. આ પદ્ધતિને અંગ્રેજીમાં ચિત્રપાઠ Picture Reading કહેવામાં આવે છે. બાળકોને જ્યારે ચિત્રપાઠો આપવામાં આવે છે ત્યારે તેઓ ઘણા આનંદથી ચિત્રો જોઈ વાર્તા તૈયાર કરે છે તે ઘણા શિક્ષકોની સ્વાનુભવની વાત છે. આ પદ્ધતિનો ઉપયોગ ચોપડીની દરેક પ્રત બાળકોને આપી શકાય તેવી સગવડ હોય ત્યારે જ થઈ શકે.

**શબ્દો લખાવવા :**

વિદ્યાર્થીને આપણે પાંચ મિનિટમાં ૬૦ શબ્દો લખાવવા છે. દરેક વિદ્યાર્થીને એક કાગળ આપી દેવો જોઈએ અને બાળકોને જુદા જુદા ૬૦ શબ્દો લખવાનું જણાવવું જોઈએ. પાંચ જ મિનિટમાં

શબ્દો લખાઈ જવા જોઈએ, પાંચ મિનિટ બાદ આ કાગળીયાં લઈ લેવાં જોઈએ અને બાળકોના શબ્દો જોગ જોઈએ તથા ગણવા જોઈએ. જેણે વધારે શુદ્ધ શબ્દો લખ્યા હોય તેવા વિદ્યાર્થીને જ ભાષાનું જ્ઞાન વિશેષ છે એમ કહી શકાય.

નિઃ + સ્વાર્થ = નિસ્વાર્થ

બાળકોને કહેવું જોઈએ કે બે મિનિટમાં આઠ એવા શબ્દો લખવા જોઈએ કે જેમાં નિઃ નો પ્રયોગ આવે.

**શબ્દકસોટી યોજના :**

શબ્દોની ખાલી જગાઓ પૂરવાની આ યોજના આજકાલ પ્રચલિત છે. આ યોજનાથી પણ શબ્દોની ચર્ચા અને ભાષાનું જ્ઞાન વધે છે બાળકોના જ્ઞાનની કસોટી અને વૃદ્ધિ થાય છે. યોગ્ય શબ્દ શોધવા માટે બાળકોને પોતાનો શબ્દભંડાર વધારવો પડે છે. આ રીતે તે ભાષાનું જ્ઞાન સમૃદ્ધ બને છે.

ઉપર બતાવેલી રીતોથી ભાષાનું જ્ઞાન આપવામાં આવે તો વિદ્યાર્થીઓને ભાષાનું જ્ઞાન શિક્ષકો બહુ સરળતાથી અને સારી જાતનું આપી શકશે. વિદ્યાર્થીઓને પણ તે શીખવામાં રસ પડશે. આથી શિક્ષકોએ આવશ્યકતા તથા અનુકૂળતા અનુસાર ઉપરની રીતોનો પ્રયોગ કરવો.

## પ્રકરણ ૨૦

# ભાષાશિક્ષણ સંબંધી કેટલા પ્રશ્નો પર વિચાર.

(ક) શિક્ષકોના મનમાં ભાષા શીખવતી વેળા કેટલાક પ્રશ્નો ઉત્પન્ન થાય છે. તેમાંથી એક પ્રશ્ન ઘણીવાર એવો ઊઠે છે કે બાળકોને પરીઓની વાર્તા, પંચતંત્ર તથા હિતોપદેશની વાર્તા શીખવવી જોઈએ કે નહિ? કારણકે આ વાતો અસંભવ હોય છે. અને જૂઠું શીખવતી વેળા શિક્ષક પાપનો ભાગી બનતો નથી? આ વસ્તુ પર વિચાર કરતાં પહેલાં આપણે બાળકોને કઈ અવસ્થામાં કની વાતો શીખવવી જોઈએ તેનો વિચાર કરવો જોઈએ. બાળકાની ૯ થી ૧૦ વર્ષની અવસ્થામાં સ્મરણશક્તિ તીવ્ર, વિશ્વાસ વધારે અને તર્કશકિત નહિવત્ હોય છે. આ અવસ્થામાં અસંભવ વાર્તાઓ પણ તેમને ખટકતી નથી. તેઓ આ વાતોઓ રસપૂર્વક સાંભળે છે, અને યાદ કરે છે. દા. ત. પંચ-તંત્રમાં ગંગદત્ત નામે દેડકાઓનો રાજા અને પ્રિયદર્શક નામે સાપની વાર્તા છે. બાળપણમાં આ વાત જલદી સમજમાં આવી જશે. ગંગદત્ત ઘણો મૂર્ખ હતો અને પોતાની સ્વજાતિને સાપનો ભક્ષ્ય બનાવ્યો. સર્પ તથા ગંગદત્તના શિષ્ટ વાર્તાલાપમાં પણ તેમને આનંદ આવશે. પણ તે આ બાબત તર્ક નહિ ઊભો કરે કે દેડકા અને સાપ શી રીતે

વાતો કરે. બાળપણમા આવી વાર્તાઓ શીખવવામાં કાંઈ નુકશાન નથી. કારણકે આનાથી તેમનું નૈતિક જ્ઞાન વધે છે અને અનુભવ મળે છે, જેવી રીતે બાળકોને સાકર મીઠી અને ક્વીનાઈનની ગોળી કડવી લાગે છે. બાળકોને ક્વીનાઈન આપવું હોય તો સાકર ઉપર લગાડીને આપવામા આવે છે. તેવી રીતે પરીઓની વાર્તાઓ જાનવરોની વાર્તારૂપી અસંભવતાની સાકરમાં લપેટીને આપવી જોઈએ. જેમ જેમ તેમનામાં તર્કશક્તિ વધતી જાય તેમ તેમ તર્કનો ઉપયોગ કરવો જરૂરી છે. જ્યારે બાળકોને બતાવવામાં આવે કે રાવણને દસ માથાં અને વીસ હાથ હતા. તો તે ઘણા રાજી થશે પણ તેઓ દસ વર્ષથી મોટાં થતાં અનેક તર્કો ઊભા કરશે કે દસ માથાં શી રીતે હાલતાં હતાં. તેની માતા દૂધ શી રીતે પાતી હશે? વીસ હાથમાંથી કયા હાથ વડે તે કામ કરતો હતો? શિક્ષકો કેટલાક વિદ્યાર્થીઓને આવા પ્રશ્ન પૂછવા બદલ દબડાવીને બેસાડી દે છે. આમ કરવું ઠીક નથી. રાવણની કથામાં થોડી અતિશયોક્તિ છે. સાર એ છે કે તેનામાં બુદ્ધિબળ અને જ્ઞાન દસ માણસો જેટલાં હતાં. પણ નીકળ્યો પૂરો મૂર્ખ, કારણ કે સીતાનું અપહરણ કરીને તેણે સ્વનાશ નોતર્યો આવો અર્થ વિચારવાન બાળકો જલદી ગ્રહણ કરશે. એક વાર એક વૃદ્ધ સજ્જન મને કહેવા માંડયા કે રાજા પરમારના દરબારમાં એક એવી નર્તિકા હતી જેના પગ જમીન પર પડતા ન હતા. મેં તો આ વસ્તુ પર બહુ વિચાર કર્યો કે તેના પગ ધરતી પર ન પડતા હોય તો નાચતી હશે શી રીતે? હા, આનો અર્થ એવો થઈ-શકે કે તે એવી ઝડપથી નાચતી કે તેના પગ ધરતી પર પડતા ભાગ્યે જ દેખાય! આવી વાતો સમજવામાં આપણે બુદ્ધિનો ઉપયોગ કરવો જોઈએ.

## (ખ) બીજી ભાષાઓના શબ્દ લેવા ઉચિત છે?

નદીમાં જ્યાં સુધી પાણી વહેતું હોય છે ત્યાં સુધી આસપાસની મટી, પથ્થર, ઝાડ વગેરે વહેણમાં પોતાની સાથે ઘસડી જાય છે. પાણી

ભરની એક મહાન આંતરરાષ્ટ્રીય ભાષાનું પદ પ્રાપ્ત કરે આપણે ભારતના સંતાનો જો આપણી રાષ્ટ્રભાષાની પ્રતિષ્ઠા ન કરીએ તો બીજાઓ તેને શાના માન આપે ?

થોડાક વખત અગાઉ ચીનના વડા પ્રધાન શ્રી ચાઉ એન લાઈ ભારત આવેલા ત્યારે તેઓએ ભારતની લોકસભામાં ચીની ભાષામાં જ પ્રવચન કર્યું અને જ્યારે તેમને અંગ્રેજીમાં બોલવાનું કહ્યું ત્યારે તેમણે કહ્યું કે, "મારા દેશના ગૌરવનું પ્રતિક અમારી રાષ્ટ્રભાષા છે, તેથી હું તેમાં જ બોલીશ સાથે આવેલ દુભાષિયો તેનું ભાષાન્તર કરી બતાવશે" આ પરથી એક રાષ્ટ્રપ્રેમી સજ્જન પોતાની રાષ્ટ્રભાષા પ્રત્યે કેટલો આદરભાવ ધરાવે છે તે આપણે સમજી શકીશું આપણા દેશના નવયુવકો માટે એ શરમજનક વસ્તુ છે કે તેઓ પરદેશી ભાષામાં બોલવામાં ગૌરવ સમજે છે અને ! માતૃભાષામાં બોલતા હોય ત્યારે પણ થોડાક અંગ્રેજી ભાષાના શબ્દો વારવાર વાપરીને પોતાની વિદ્વત્તા ( અજ્ઞાન )નું પ્રદર્શન કરે છે ! હવે આપણે એક સ્વાધીન રાષ્ટ્ર છીએ તેથી આપણા યુવકોએ પણ રાષ્ટ્રના ગૌરવને છાજે તેવી રીતે રાષ્ટ્રભાષામાં જ બોલવાનો આગ્રહ રાખવો જોઈએ

ત્રીજી ભાષા સંસ્કૃત આપણી સંસ્કૃતિનું પ્રતિક છે એક જમાનામાં તે આપણા દેશની રાષ્ટ્રભાષા હતી જુદા જુદા પ્રાંતો વચ્ચેના વ્યવહાર માટે તેની આયોજના સ્વામા આવી હતી આ ભાષાનું સાહિત્ય દુનિયાની કોઈ પણ સમૃદ્ધ ભાષાના સાહિત્યની હરોળમાં ઊભું રહી શકે તેટલું વિપુલ છે આપણા દેશની ઘણીખરી ભાષાઓ સંસ્કૃતમાંથી જ ઊતરી આવી છે અને આપણી આધુનિક ભાષાના સાહિત્યના સર્જનમાં સદીઓથી સંસ્કૃત સાહિત્યમાંથી આપણે પ્રેરણા મેળવી રહ્યા છીએ આ ભાષાના કેટલાક ગ્રંથો અપ્રકટ છે તેથી તે ભાષાનું જ્ઞાન મેળવી આપણે આપણી સંસ્કૃતિ તથા સાહિત્યના વારસાને સભર બનાવી શકીએ

હવે દુનિયા નાની થતી જાય છે જુદા જુદા દેશો સાથે પણ આપણે સંબંધ રાખવો પડે છે તેથી દુનિયામાં ચાલતી કેટલીક

ભાષાઓનો અભ્યાસ પણ આપણે કરવો જોઈએ. તો જ આપણે તે દેશને સમજી શકીએ તથા આપણી વાત સમજાવી શકીએ. તેથી અંગ્રેજી, ચીની, રૂસી વગેરે કેટલીક ભાષાઓનું જ્ઞાન પણ આગળ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને આપવું જોઈએ.

આ પુસ્તકમાં ધો. ૧ થી ૧૧મા સુધી ભાષા, નિબંધ, વ્યાકરણ વગેરે વિષયો કેવી રીતે શીખવવા તે બાબતમાં વિચાર કરવામાં આવ્યો છે. કેટલાક આદર્શ પાઠના નમૂના પણ આપવામાં આવ્યા છે જેથી નવા શિક્ષકો તેનો પૂરતો લાભ લઈને વિદ્યાર્થીઓના જ્ઞાનની વૃદ્ધિ થાય તેવી રીતે શિક્ષણ આપી શકે. ભાષાશિક્ષણ અંગે ઉપસ્થિત થતા કેટલાક પ્રશ્નોના ઉત્તરો યોગ્ય રીતે આપવાનો પ્રયાસ પણ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે. આજની પરીક્ષાપદ્ધતિમાં રહેલા દોષોને દૂર કરવા અંગે પણ વિગતવાર વિચાર એક પ્રકરણમાં કરવામાં આવ્યા છે. આ આ રીતે આ પુસ્તક પ્રાથમિક અને માધ્યમિક શાળાના શિક્ષકોને ઉપયોગી થઈ પડશે તો મારો પ્રયત્ન સફળ થશે.

## સમાપ્ત